પ્રકાશન નં. ૨૩૪

# રેહબરે નમાઝ

લેખક

(મવ.) નઝીર અહમદ ઈસ્માઈલ
ઈખરવી (સા.)






પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ,
મહમૂદનગર, મુા. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫
તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

✦ પ્રકાશન નં. ૨૩૪ ✦

# રેહબરે નમાઝ



લેખક

(મવ.) નઝીર અહમદ ઇસ્માઈલ
ઈખરવી (સા.)



પ્રકાશન વિભાગ



દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર
મુ. પો. કંથારીઆ-૩૯૨ ૦૧૫
તા. જિ. ભરૂચ (ગુજરાત-ઇન્ડિયા)

| | | |
|---|---|---|
| કિતાબનું નામ | : | **રેહબરે નમાઝ** |
| લેખક | : | **(મવ.) નઝીર અહમદ ઇસ્માઈલ ઈખરવી** |
| આવૃત્તિ | : | **બીજી** |
| પ્રત | : | **૨૦૦૧** |
| પ્રકાશન નં. | : | **૨૩૪** |
| પ્રકાશન વર્ષ | : | **૧૪૩૨ / ૨૦૧૧** |
| મૂલ્ય | : | |





**પ્રકાશન વિભાગ :**

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. **કંથારીઆ**–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)

# અનુક્રમણિકા


| વિષય | પેજ |
|---|---|
| નમાઝ શું છે ? ............ | ૯ |
| નમાઝીનો ઈકરામ........ | ૧૩ |
| નમાઝ કદી પણ માફ નથી.. | ૧૪ |
| તહારત–પાકી ............ | ૧૮ |
| ગુસલના ફરાઈઝ અને મસાઈલ ..... | ૧૮ |
| વુઝૂનું વર્ણન .............. | ૨૧ |
| વુઝૂની ફઝીલત ........... | ૨૧ |
| વુઝૂના ફરાઈઝ............ | ૨૨ |
| વુઝૂની સુન્નતો............ | ૨૨ |
| મિસ્વાકની ફઝીલત....... | ૨૩ |
| મિસ્વાક પકડવાની સુન્નત રીત.... | ૨૪ |
| મિસ્વાક કરવાની સુન્નત રીત... | ૨૪ |
| વુઝૂની દુઆઓ............ | ૨૫ |
| વુઝૂની નાપસંદ બાબતો... | ૨૮ |
| તયમ્મુમનું વર્ણન.......... | ૨૮ |
| તયમ્મુમના ફરાઈઝ....... | ૩૦ |
| તયમ્મુમની મસ્નૂન રીત... | ૩૦ |
| તયમ્મુમના મસાઈલ...... | ૩૨ |
| અઝાન શું છે ?............ | ૩૪ |
| અઝાનનો જવાબ દેવા.... | ૩૬ |
| અઝાન પછીની દુઆ...... | ૪૧ |
| મસ્જિદ શું છે ?........... | ૪૧ |
| એ'તિકાફની દુઆ....... | ૪૪ |
| નેકીઓ બરબાદ ન કરો.. | ૪૬ |
| મસ્જિદમાં ખુશ્બૂની..... | ૪૬ |
| નમાઝના ફરાઈઝ......... | ૪૯ |
| નમાઝની બહારના ફર્ઝો.. | ૫૦ |
| નમાઝના અંદરના ફરાઈઝ | ૫૦ |
| નમાઝના વાજિબાત...... | ૫૧ |
| નમાઝના વખતો અને તેની રકા'તો.... | ૫૩ |
| મકરૂહ વખતો............ | ૫૫ |
| શરીર, કપડાં અને જગાની પાકી.. | ૫૮ |
| સતરપોશી................ | ૬૧ |
| જિહતે કિબ્લા........... | ૬૨ |
| નિય્યત.................... | ૬૩ |
| તકબીરે તહરીમા......... | ૬૪ |
| કિયામ.................... | ૬૬ |
| સના, અઊઝુ, બિસ્મિલ્લાહ | ૬૮ |
| કિર્અત..................... | ૬૯ |
| રુકૂઅ....................... | ૭૩ |
| કવમહ..................... | ૭૫ |
| કવમહથી સિજદામાં....... | ૭૬ |
| સિજ્દહ.................... | ૭૮ |




| વિષય | પેજ |
|---|---|
| જલ્સહ | ૮૧ |
| કાઈદહ | ૮૨ |
| સલામ | ૮૪ |
| અત્તહિય્યાત | ૮૫ |
| દુરૂદે ઈબ્રાહીમ | ૮૬ |
| દુઆએ માષૂરહ | ૮૭ |
| દુઆએ કુનૂત | ૮૭ |
| જમાઅત | ૮૮ |
| સફો સીધી કરવા વિશે | ૯૩ |
| નમાઝીઓના પ્રકાર | ૯૪ |
| મુક્તદી, મુદરિક | ૯૫ |
| મસ્બૂક | ૯૭ |
| મસ્બૂકની નમાઝનો | ૧૦૦ |
| લાહિક | ૧૦૪ |
| સજદએ સહ્વ | ૧૦૬ |
| સહ્વ વિશે મસાઈલ | ૧૦૭ |
| સજદએ તિલાવત | ૧૧૩ |
| અમલે કસીર | ૧૧૬ |
| ફજરની નમાઝ અને ઝોહર, અસરની સુન્નતો | ૧૧૮ |
| નમાઝીની સામેથી પસાર | ૧૨૧ |
| ઈમામથી આગળ વધી | ૧૨૩ |
| બેસીને નફલ પઢવા | ૧૨૪ |
| ઈકામતે સલાત | ૧૨૬ |
| નમાઝમાં ધ્યાન પેદા કરવાના નુસ્ખાઓ | ૧૨૭ |
| હરામ રોઝી અને હરામ | ૧૨૭ |
| નમાઝના દરેક ભાગની | ૧૩૧ |
| નજરને યોગ્ય સ્થાને | ૧૩૨ |
| દિલની હાજરી અને | ૧૩૨ |
| નમાઝને અંતિમ સમજી અદા | ૧૩૫ |
| લા હવ્લ વલા કુવ્વ–ત | ૧૩૬ |
| બુઝુર્ગોની સોહબત અને | ૧૩૭ |
| નમાઝનો શણગાર | ૧૩૮ |
| મુસાફિરની નમાઝ | ૧૪૦ |
| બીમારની નમાઝ | ૧૪૪ |
| જનાઝાની નમાઝ | ૧૪૭ |
| મુસાફિરે આખિરત | ૧૪૭ |
| જનાઝાની નમાઝના ફરાઈઝ | ૧૫૨ |
| નમાઝે જનાઝાની રીત | ૧૫૩ |
| જનાઝાના જરૂરી અહકામ–મસાઈલ | ૧૫૫ |
| કબ્રસ્તાનમાં દાખલ થવાની દુઆ | ૧૫૯ |
| ઈસાલે સવાબની આસાન રીત | ૧૬૦ |
| જુમ્આનું વર્ણન | ૧૬૨ |
| જુમ્આની સઈ વાજિબ | ૧૬૭ |
| ખુત્બા વખતના અદબો | ૧૭૧ |
| જુમ્આના દિવસે દુઆ | ૧૭૩ |
| કઝા નમાઝનું વર્ણન | ૧૭૪ |




| વિષય | પેજ |
|---|---|
| કઝા નમાઝના મસાઈલ... | ૧૭૬ |
| એક સલાહભર્યું સૂચન.... | ૧૫૮ |
| કઝાએ ઉમરીની રીત...... | ૧૭૮ |
| સાહિબે તરતીબનીનમાઝ... | ૧૮૦ |
| કઝા નમાઝનો ફિદ્યો.... | ૧૮૬ |
| નવા તોલ–માપ મુજબ ફિદ્યાનું સહીહ વજન..... | ૧૮૮ |
| ફિદ્યાના વજનનો કોઠો.. | ૧૮૯ |
| તરાવીહનું વર્ણન.......... | ૧૯૦ |
| તરાવીહના મસાઈલ...... | ૧૯૧ |
| તરાવીહની દુઆ.......... | ૧૯૫ |
| તરાવીહ અને કુર્આન...... | ૧૯૫ |
| તરાવીહમાં સહ્વના મસાઈલ..... | ૧૯૭ |
| વિત્રનું વર્ણન............... | ૨૦૦ |
| વિત્રના જરૂરી મસાઈલ... | ૨૦૧ |
| કુનૂતે નાઝિલહ/અહકામ... | ૨૦૭ |
| ઈદુલ ફિત્ર–ઈદુલ અદ્હા.. | ૨૦૮ |
| ઈદની નમાઝની રીત...... | ૨૦૯ |
| ઈદના જરૂરી મસાઈલ.... | ૨૧૦ |
| સદકએ ફિત્ર.............. | ૨૧૨ |
| કુર્બાની વિષે............... | ૨૧૩ |
| ઈદ મુબારક વિષે......... | ૨૧૫ |
| ઈદના દિવસે કબ્રસ્તાન.... | ૨૧૬ |
| સુન્નતે મુઅક્કદહ નમાઝ.. | ૨૧૭ |
| નવાફિલનું વર્ણન......... | ૨૧૭ |
| તહિય્યતુલ્ વુઝૂ........... | ૨૧૮ |
| તહિય્યતુલ્ મસ્જિદ........ | ૨૨૦ |
| ઈશરાકની નમાઝ......... | ૨૨૧ |
| ચાશ્તની નમાઝ.......... | ૨૨૨ |
| અવ્વાબીન................ | ૨૨૩ |
| તહજ્જુદની નમાઝ......... | ૨૨૪ |
| તહજ્જુદ માટે ઉઠવાનો... | ૨૨૮ |
| તહજ્જુદમાં ઉઠવા વિશે... | ૨૨૯ |
| નમાઝે હાજત............. | ૨૩૧ |
| નમાઝે તૌબા.............. | ૨૩૨ |
| સફરની બે રકા'ત નફલ | ૨૩૩ |
| ઘરમાં નફલ અને ઝિક્ર..... | ૨૩૪ |
| ઈસ્તિખારાની નમાઝ..... | ૨૩૪ |
| ઈસ્તિખારા વિષે અહકામ. | ૨૩૬ |
| (હઝ. થાનવી રહ.ની) એક તહકીક....... | ૨૩૮ |
| સલાતુત્તસ્બીહ............. | ૨૩૯ |
| નમાઝ પછીની દુઆ........ | ૨૪૩ |
| યાદ રાખવાની વાત........ | ૨૪૭ |
| તસ્બીહે ફાતિમહ.......... | ૨૪૮ |
| આયતુલકુર્સી.............. | ૨૪૯ |
| દુઆ કબૂલ થવાના વખતો. | ૨૫૦ |
| દુઆનો મસ્નૂન તરીકો..... | ૨૫૧ |
| દુઆ કબૂલ થવાનો અર્થ... | ૨૫૪ |
| બુઝુર્ગોની નમાઝ.......... | ૨૫૬ |

**બિસ્મિહી તઆલા**

# અભિપ્રાય

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

(૧) અલ્લાહ તઆલાએ મારી ઉમ્મત પર સૌથી પહેલાં નમાઝ ફર્ઝ કરી અને કિયામતમાં સૌથી પહેલાં નમાઝનો જ હિસાબ થશે.

(૨) શિર્ક અને માનવી વચ્ચે નમાઝની આડ છે.

(૩) નમાઝ મુઅમિનનું નૂર છે.

(૪) નમાઝ ઉત્તમ જિહાદ છે.

(૫) નમાઝ દીન ધર્મનો સ્તંભ છે.

(૬) નમાઝ શયતાનનું મોઢું કાળું કરે છે.

(૭) નમાઝ જન્નતની ચાવી છે.

(૮) નમાઝનું સ્થાન દીનમાં એવું છે, જેવું કે શરીરમાં માથાનું.

(૯) સમય–વખત થતાં જ નમાઝ પઢી લેવી એ સર્વોત્તમ અમલ છે.

(૧૦) આદમી નમાઝ માટે ઊભો થાય છે ત્યારે અલ્લાહ તઆલાની રહમત તેની તરફ લક્ષિત થાય છે.

ઉપરોક્ત દસ હદીસોથી નમાઝની ફઝીલત, મહત્વતા અને અગત્યતા સ્પષ્ટ થાય છે.

હાફિઝ ઈબ્ને કય્યિમ (રહ.) પોતાની કિતાબ "ઝાદુલ્ મઆદ"માં લખે છે :

"નમાઝ તંદુરસ્તીની રક્ષા કરે છે, બીમારીઓનો નાશ કરે છે, રોઝીને ખેંચી લાવે છે, દિલને તાકાત આપે છે, ચહેરાને ખૂબસૂરત, રોશન અને પ્રફુલ્લિત કરે છે, આત્માને આનંદ આપે છે, રૂહનો ખોરાક છે, દિલને નૂરાની કરે છે, અલ્લાહના ઈન્આમની હિફાઝત કરે છે, અઝાબથી બચવા માટે સાધનરૂપ છે, શયતાનને દૂર ભગાડે છે અને રહમાનથી નઝદીકી પેદા કરે છે.

આવી લાભદાયી, મૂલ્યવાન અને મોંઘેરી મતાની હિફાઝત તથા પાબંદી દરેક મુઅમિનની ધાર્મિક ફરજ છે. આપના હાથમાંની આ કિતાબ : "રેહબરે નમાઝ" આ ફરજની બજામણીમાં જરૂર લાભદાયી અને સહાયક પુરવાર થશે, ઈન્શાઅલ્લાહ. –અઝીઝમ મવ. નઝીર અહમદ સા. ઈખરવી (સલ્લમહૂ તઆલા)એ આ

કિતાબમાં નમાઝને લગતા અતિ ઉપયોગી અને મહામૂલા મસાઈલ, સરળ અને સુંદર ભાષામાં, ફતાવાની આધારભૂત કિતાબોના હવાલા સહિત વણી લીધા છે. આ પુસ્તિકાનો મેં ઝીણવટ ભર્યો અભ્યાસ કર્યો છે. પુસ્તિકા ઘણી જ ઉપયોગી અને દરેક ઘરમાં વસાવવા લાયક છે.

અલ્લાહ તઆલા મવ. નઝીર અહમદ સા. ના પ્રયાસને કબૂલ ફરમાવે અને કિતાબના ફૈઝને આમ અને તામ ફરમાવી એને પોતાની રઝામંદીનો સબબ બનાવે તથા છપાવનાર સજ્જનોના માટે છૂટકારાનો ઝરીયો બનાવે, આમીન !

નાચીઝ,

**અબ્દુલ્લાહ વલી કાવીવાલા (ગુફિર લહૂ)**

ખાદિમે ઈફતા વ તદરીસ : દારુલ ઉલૂમ ભરૂચ, કંથારીઆ.

*૧૮-૦૭-૧૪૧૦ હિજરી સન*

*૧૫-૦૨-૧૯૯૦ ઈસ્વી સન*



بِسْمِ اللّٰہِ الرَّحْمٰنِ الرَّحِیْمِ

# રેહબરે નમાઝ

## નમાઝ શું છે ?

સઘળા વખાણ અને ખૂબીઓ અલ્લાહ રબ્બુલ્ ઈઝ્ઝત માટે જ છે, જેણે તમામ જહાનોનું સર્જન કર્યું અને તેમાં અનેકાનેક મખ્લૂકાત અને ચીજોને પેદા કરી. હવે આ બધી મખ્લૂકાતમાં અમુક વસ્તુઓનું ખાસ સ્થાન છે. જેવી રીતે કે–

સર્વ મખ્લૂકાતમાં ઈન્સાનને શ્રેષ્ઠ અને અશરફ બનાવવામાં આવ્યો અને ઈન્સાનોમાં નબીઓની જમાઅતનું ખાસ સ્થાન છે અને નબીઓમાં સરવરે કાઈનાત હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો દરજ્જો સૌથી ઉચ્ચ છે.

શહેરોમાં મક્કા–મદીના, મકાનોમાં કા'બા શરીફ, જન્નતોમાં ફિરદૌસ, કિતાબોમાં કુર્આન શરીફ, મહિનાઓમાં રમઝાન શરીફ, દિવસોમાં જુમ્આ, રાતોમાં શબે કદ્ર અને ઉમ્મતોમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ખાસ દરજ્જો તેમ જ સ્થાન છે, તેવી જ રીતે ઈબાદતોમાં પણ નમાઝ સર્વશ્રેષ્ઠ ઈબાદત છે. બીજી બધી ઈબાદતોને જમીન પર ફર્ઝ કરવામાં આવી–તે ઈબાદતને અદા કરવાનો આદેશ જમીન પર થયો, જયારે નમાઝ જેવી અઝીમુશ્શાન ઈબાદતને આસમાનોથી પણ આગળ ફર્ઝ કરવામાં આવી. મેઅરાજ વખતે જયારે કે અલ્લાહ તઆલાએ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખાસ શાનની સાથે પોતાના દરબારે ખાસમાં બોલાવ્યા તે વખતે નમાઝનો તોહફો આપવામાં આવ્યો, બલકે અલ્લાહ તઆલાની તવહીદ સાથે નમાઝનું વર્ણન કરવામાં આવ્યું. હઝરત મૂસા અલયહિસ્સલામ જયારે કોહેતૂર પર ગયા ત્યાં અલ્લાહ તઆલા સાથે થયેલ વાતચીતમાં ફરમાન થયું : **ઈન્ની અનલ્લાહુ** (હે મૂસા !) હું અલ્લાહ છું એટલા માટે મારી જ ઈબાદત કરો. (આ હુકમમાં નમાઝનો હુકમ પણ આવી ગયો હોવા છતાં નમાઝની મહત્ત્વતા, ઉત્તમતા તેમજ તેનું એક ખાસ સ્થાન બતાવવા માટે અલગ હુકમ આપ્યો :) **''વ અકિમિસ્સલાત લિઝિક્રી''** અને (હે મૂસા !) મારી યાદ માટે નમાઝ પઢતા રહો.

વળી, અલ્લાહ તઆલાનું ફરમાન છે : **''બેશક મુઅમિનો પર નક્કી થયેલ વખતોમાં નમાઝ અદા કરવી ફર્ઝ છે.''** (સૂ. નિસાઅ–૧૦૩)

**''અને (હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! પોતાના ઘરવાળાઓને (પણ) નમાઝનો હુકમ કરો અને તેના પર કાયમ રહો.''** (સૂ. તાહા–૧૩૨)

આ સિવાય કુર્આન શરીફની સેંકડો આયતોમાં અલ્લાહ તઆલાએ નમાઝનો હુકમ આપ્યો છે યા નમાઝનું વર્ણન કરેલ છે, જેનાથી ફલિત થાય છે કે નમાઝ અતિ ઉત્તમ અને મહત્વપૂર્ણ ઈબાદત છે. હવે નમાઝને લગતી થોડીક હદીસો ટાંકું છું.

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે :

(૧) અલ્લાહ તઆલાએ સર્વપ્રથમ મારી ઉમ્મત પર પાંચ (વખતની) નમાઝ ફર્ઝ કરી. (હાકિમ)

(૨) કિયામતના દિવસે આદમીના અમલોમાં સર્વ પ્રથમ ફર્ઝ નમાઝોનો હિસાબ લેવામાં આવશે. (તિરમિઝી)

(૩) મુસલમાન બંદો જ્યારે ઈખ્લાસની સાથે નમાઝ પઢે છે તો એના ગુનાહ એવી રીતે ખરી પડે છે જેવી રીતે ઝાડનાં પાંદડા ઝાડને હલાવવાથી ખરી પડે છે. (મિશ્કાત)

(૪) અલ્લાહ તઆલાના નઝદીક સૌથી અફઝલ અમલ નમાઝને તેના (મુસ્તહબ) વખત પર અદા કરી લેવી છે. (મિશ્કાત પે. ૫૮)

(૫) અવલાદને સાત વર્ષની ઉંમરે નમાઝનો હુકમ આપો અને બાર વર્ષની ઉંમરે નમાઝ ન પઢવા પર મારો.

(મિશ્કાત પે. ૫૮)

(૬) જે માણસની એક પણ નમાઝ છૂટી ગઈ તે એવો છે જાણે તેનાં ઘરના માણસો અને માલોદૌલત બધું જ છીનવી લેવામાં આવ્યું હોય. (તરગીબ...)

(૭) ઈમાન અને કુફ્રની વચમાં (ફક્ત) નમાઝ છોડવાનો જ ફર્ક છે. (તિરમિઝી)

(૮) કોઈને યાદ ન રહ્યું અથવા તે (ઊંઘમાંથી ન ઊઠી શકવાના કારણે) સૂઈ રહ્યો તો એનો કફ્ફારો–તલાફી એ છે કે તે જ્યારે યાદ આવે (તરત જ) નમાઝ પઢી લે. (મિશ્કાત પે. ૬૧)

(૯) હઝરત ઉમર(રદિ.)એ (પોતાના શાસનકાળ દરમિયાન દરેક જગ્યાના) ગર્વનરો પાસે આ એ'લાન મોકલ્યું કે મારા નઝદીક તમારા કામોમાં સૌથી અહમ અને શ્રેષ્ઠ કામ નમાઝ છે. જે માણસ એની બરાબર પાબંદી કરશે તે દીનના બીજા કામોની પણ પાબંદી કરી શકશે અને જે માણસ નમાઝને બરબાદ કરશે તે દીનના બીજા

કામોને પણ વધુ બરબાદ કરશે. (મુઅત્તા, માલિક)

(૧૦) જે માણસ નમાઝની ખૂબ સારી રીતે પાબંદી કરશે તો નમાઝ તેના માટે કિયામતના દિવસે નૂર હશે અને (હિસાબ વખતે) દલીલ બનશે અને નજાત છૂટકારાનો સબબ–કારણ બનશે અને જે માણસ નમાઝની પાબંદી ન કરશે તો એની પાસે ન નૂર હશે, ન કોઈ દલીલ હશે અને કિયામતના દિવસે તેની ગણના કારુન, ફિરઔન, હામાન અને (મુશ્રિકોના સરદાર) ઉબય ઈબ્ને ખલ્ફની સાથે થશે. (મિશ્કાત પે. ૫૮, ૫૯)

## નમાઝીનો ઈકરામ :

રિવાયતમાં છે કે, જે માણસ નમાઝની પૂરેપૂરી પાબંદી કરે છે તો અલ્લાહ તઆલા તેનો પાંચ રીતે ઈકરામ ફરમાવે છે :

(૧) રોઝીની તંગી દૂર કરી આપે છે.

(૨) કબ્રનો અઝાબ હટાવી આપે છે.

(૩) કિયામતના દિવસે તેનું આ'માલનામું જમણા હાથમાં આપવામાં આવશે.

(૪) પુલસિરાત પર વીજળીની માફક પસાર થઈ જશે.

(૫) જન્નતમાં વિના હિસાબે દાખલ થશે.

(ફઝાઈલે નમાઝ, ફકીહ અબુલ્લૈષ રહ.)

અલ્લાહ તઆલાએ પાંચ નમાઝો ફર્ઝ ફરમાવી છે. જે માણસ એ નમાઝો માટે (લાપરવાહી કર્યા વગર) ખૂબ સારી રીતે વુઝૂ કરે, વખત પર તેને અદા કરે અને રુકૂઅ (સિજદહ તેમજ બીજા અરકાનોને) વ્યવસ્થિત—સારી રીતે અદા કરી ખુશૂઅ—ખુઝૂઅથી પઢે તો અલ્લાહ તઆલાનો વાયદો છે કે તેને બખ્શી દેશે (અને જન્નતમાં દાખલ ફરમાવશે) અને જે માણસ એવું ન કરે તેના માટે અલ્લાહ તઆલાનો કોઈ વાયદો નથી. ચાહે બખ્શી દે—ચાહે અઝાબ દે. (અબૂ દાવૂદ, મિશ્કાત—૧/૫૮)

સવારમાં ઉઠીને જે માણસ નમાઝ માટે જાય છે તેના હાથમાં ઈમાનનો ઝંડો હોય છે અને જે માણસ બજાર તરફ જાય છે તેના હાથમાં શયતાનનો ઝંડો હોય છે.

(મિશ્કાત ૧/૬૩, ઈબ્ને માજહ)

## નમાઝ કદી પણ માફ નથી :

હઝરત અબૂ દરદાઅ (રદિ.) ફરમાવે છે કે મને મારા મહબૂબ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે વસિય્યત ફરમાવી કે અલ્લાહ તઆલા સાથે કોઈને ભાગીદાર ન બનાવો ચાહે તમારા ટુકડે ટુકડા કરી દેવામાં આવે, યા તમને આગમાં સળગાવી દેવામાં આવે; અને જાણીબુઝીને ફર્ઝ નમાઝ ન છોડશો. એટલા માટે કે જેણે જાણીબુઝીને ફર્ઝ નમાઝ છોડી તે અલ્લાહની જવાબદારીથી

નીકળી જાય છે, (બલકે બીજી રિવાયત અનુસાર તે માણસ દીન–મઝહબથી નીકળી જાય છે) અને શરાબ ન પીઓ કે તે દરેક બુરાઈ અને ગુનાહની (જડ–બુનિયાદ અને) ચાવી છે. (ઈબ્ને માજહ, મિશ્કાત–૧/૫૯)

જાણીબુઝીને નમાઝ છોડવી એ ગુનાહે કબીરહ છે–મહાન ગુનોહ છે. નમાઝ છોડવાની વાત તો અલગ રહી, બલકે ઉઝર–મજબૂરી વગર જાણીબુઝીને ફક્ત એક નમાઝ કઝા કરી દેનાર માટે કરોડો વર્ષ સુધી જહન્નમમાં રહેવાની સખ્ત વઈદ આવી છે; (મજાલિસુલ અબ્રાર), બલકે ફિકહની કિતાબોમાં છે કે, "અગર કોઈ વહાણ તૂટી ગયું અથવા અકસ્માતે દરિયામાં ડુબી ગયું અને સંજોગવસાત્ તેમાંનો કોઈ માણસ લાકડાના એક પાટીયા પર જઈ પહોંચ્યો જેનાથી જીવ બચ્યો; પરંતુ તે ઉઠી–બેસી શકવા પર શક્તિમાન નથી અને બીજી તરફ નમાઝનો વખત ખત્મ થઈ રહ્યો છે તો એ જ હાલતમાં પડી રહીને પણ હાથ–પગ પાણીમાં નાખી વુઝૂ કરી લે અને ઈશારાથી નમાઝ પઢી લે, પરંતુ નમાઝ ન છોડે." (બલકે આનાથી પણ વધુ સખ્ત મસઅલાનો ફતાવાની આધારભૂત કિતાબોમાં ઉલ્લેખ છે.) (જામિઉર્રુમુઝ, ફતાવા રહીમિય્યહ–૧)

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ઉમ્મતમાં નમાઝનો અમલ બાકી રહે અને તેઓ ગફલત તથા સુસ્તી ન કરે એ વિશે કેટલી હદે ફિકર–ચિંતા હતી કે જિંદગીના અંતિમ શ્વાસોમાં પણ આપની ઝુબાને મુબારક

પર આ શબ્દો હતા **"અસ્સલાહ, અસ્સલાહ વ મા મલકત્ અય્માનુકુમ"** એટલે કે નમાઝનો ખાસ ખ્યાલ રાખજો, જુઓ, નમાઝ અને તે લોકો વિશે ખાસ તકેદારી રાખજો, જેઓ તમારા કબજા હેઠળ છે અને જ્યાં સુધી અવાજ સંભળાતી રહી તો આ જ શબ્દો ઝુબાને મુબારક પર ચાલુ રહ્યા. (ઈબ્ને હિશામ–૪, બયહકી)

આજે આપણને મુસલમાન હોવાનો ગર્વ છે અને હોવો જ જોઈએ, પરંતુ ઈમાન પછી મોટામાં મોટી ઈબાદત નમાઝનો શું હાલ છે તે દરેક વ્યક્તિ પોતાને જ જોઈ શકે છે. પોતાના ઘરનાં બાલિગ મર્દ–ઓરતમાંથી કેટલા નમાઝ પઢે છે. પોતાની વસ્તીની મસ્જિદમાં દિવસ–રાતની પાંચ નમાઝોમાં કેટલા ટકા નમાઝીઓ આવે છે. આજના જમાનામાં થિયેટરો અને કલબો આબાદ છે. મસ્જિદો વેરાન છે અને સિતમ આ છે કે આ વાતનો એહસાસ પણ નથી કે નમાઝ છોડવી ભયાનક ગુનોહ છે :

**વાએ નાકામી મતાએ કારવાં જાતા રહા**
**કારવાં કે દિલસે એહસાસે ઝિયાં જાતા રહા**

મોટી મોટી આલીશાન મસ્જિદો બની રહી છે, પરંતુ વધુમાં વધુ નમાઝીઓ કેમ દેખાતા નથી :

**મસ્જિદ તો બના દી શબભરમેં ઈમાંકી હરારતવાલોંને,**
**મન અપના પુરાના પાપી હે, બરસોંમે નમાઝી બન ન સકા.**

હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)નો ઈરશાદ છે : જ્યારે તમે નમાઝમાં સુસ્ત પડી જશો તો અલ્લાહ તઆલા સાથેનો તમારો તઅલ્લુક તૂટી જશે.

(અલ ફત્હુર્રબ્બાની, ફતાવા રહીમિય્યહ–૧)

નમાઝ વિશે આજે સુસ્તી અને ગફલતનો આ આલમ છે કે નમાઝના અરકાન, ફરાઈઝ, વાજિબાત, મકરૂહાત વગેરે બાબતોની જાણકારી મેળવીને તેને અમલમાં મૂકવાની આપણને ફુરસદ જ નથી. પ્રથમ તો એ કે મોટા ભાગના મુસલમાનો મસ્જિદથી દૂર છે અને જે લોકો નમાઝો પઢે છે તો તેમની બરાબર પાબંદી નથી અને જો પાબંદી છે તો ઝાહિરી, બાતિની અરકાનોની અદાયગીમાં કમઝોરી છે જેના કારણે નમાઝમાં રૂહ અને જાન પેદા થતી નથી. છેવટે કોઈક તો વાત હતી કે સહાબએ કિરામ (રદિ.)ની ફક્ત બે રકા'તો મુશ્કેલીઓને દૂર કરી આપતી હતી :

**રેહ ગઈ રસ્મે અઝાં રૂહે બિલાલી ન રહી,**

**મસ્જિદેં મરષિયાંખ્વાં હે કે નમાઝી ન રહે,**

**યા'ની વો સાહિબે અવસાફે હિજાઝી ન રહે.**

આ નાનકડી કિતાબમાં આપણી નમાઝોને સહીહ કેવી રીતે કરવી તે વિશેની જરૂરી બાબતોનો સમાવેશ કરેલ છે. અલ્લાહ તઆલા ઈખ્લાસની સાથે અમલ કરવાની તવફીક આપે, આમીન !

# તહારત-પાકી

નમાઝ માટે સર્વ પ્રથમ તહારતનો પ્રશ્ન આવશે, કેમ કે શરીર, કપડાં જગા વગેરેનું પાક સાફ હોવું જરૂરી છે. હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે : નમાઝ જન્નતની ચાવી છે અને નમાઝની ચાવી તહારત છે. (મુસ્નદે અહમદ) એટલે સૌ પ્રથમ ગુસલ–વુઝૂ વગેરે બાબતોની જાણકારી મેળવીએ.

## ગુસલના ફરાઈઝ અને મસાઈલ

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : **અને તમને ન્હાવાની હાજત હોય તો (નાહીને) પાક થતા રહો.**

(સૂ. માઈદહ–૬)

અને કંઈ જ શક નથી કે અલ્લાહ તૌબા કરવાવાળાઓ અને પાક્સાફ રહેવાવાળાઓને દોસ્ત રાખે છે–પસંદ કરે છે. (સૂ.બકરહ–૨૨૨)

**ગુસલમાં ત્રણ ફર્ઝ છે :**

(૧) કોગળા કરવા. (રોઝો ન હોય તો ગરગરો કરવો).

(૨) નાકના નરમ ભાગ સુધી પાણી પહોંચાડવું.

(૩) પૂરા શરીર પર એ રીતે પાણી વહાવવું કે શરીરનો

કોઈ પણ ભાગ એક વાળ બરાબર પણ સૂકો ન રહેવા પામે. પાક સાફ થવાની નિય્યતે સુન્નત તરીકા મુજબ ગુસલ કરવાથી ગુસલ કરવાનો સવાબ પણ મળે છે.

સૌ પ્રથમ હાથોને પાણીના વાસણમાં નાખતા પહેલાં અલગ ગ્લાસ વગેરેથી પાણી લઈ પહોંચાઓ સુધી ધોઈ નાખો. પછી ઈસ્તિન્જાની જગ્યા ધોવો. ભલે, તે જગ્યા પર નાપાકી હોય કે ન હોય ત્યાર બાદ શરીરના કોઈ ભાગ પર જો નાપાકી લાગેલી હોય તો તેને ધોઈ નાખો. પછી નમાઝના વુઝૂની જેમ વુઝૂ કરી લો. વુઝૂ કર્યા પછી ત્રણ વખત પોતાના માથા પર પાણી નાખો. પછી જમણા ખભા પર ત્રણ વખત અને ત્યાર બાદ ડાબા ખભા પર ત્રણ વખત પાણી વહાવો. શરીર પર હાથ ફેરવી એવી રીતે ગુસલ કરો કે જરા બરાબર પણ જગ્યા સૂકી ન રહેવા પામે.

(બેહિશ્તી ઝેવર)

**ધ્યાન આપવા જેવી બાબતો :**

(૧) કાન અને દૂંટીમાં પાણી બરાબર પહોંચાડો. આંખ તેમજ નાકનો મેલ જો સુકાય ગયો હોય તો પહેલાં પાણીથી પલાળી સાફ કરી નાખો.

(૨) હાથમાં વીંટી પહેરેલી હોય યા કાન, નાકમાં એરીંગ વગેરે કોઈ ઘરેણું હોય તો તેને બરાબર હલાવી ત્યાં પાણી પહોંચાડો.

(૩) પગોની આંગળીઓની વચમાં ડાબા હાથની નાની આંગળી વડે ખિલાલ કરી ત્યાં પણ પાણી પહોંચાડો.

(૪) શરીરના કોઈ ભાગ પર ડામર, ઓઈલપેન્ટ, નેઈલ પૉલીશ, સુકાઈ ગયેલ આટો અથવા કોઈ એવી વસ્તુ હોય જેના લઈ પાણી ન પહોંચી શકતું હોય તો તેને પહેલાં દૂર કરો. ઉપરોક્ત બાબતો તરફ ધ્યાન ન દેવાથી વુઝૂ–ગુસલ સહીહ નહિ થાય અને નમાઝ પણ અદા થશે નહિ.

(૫) ગુસલ કરતી વખતે જરૂરત વગર વાત ન કરો, દુઆઓ, ઝિક્ર–તસ્બીહ વગેરે પણ ન પઢો અને બિસ્મિલ્લાહ પણ કપડાં ઉતારતા પહેલાં પઢી લો અને બની શકે તો ખાસ સતર પર કપડું નાખી ગુસલ કરો. બંધ ગુસલખાનામાં નગ્ન ગુસલ કરવાની હાલતમાં કિબ્લા તરફ રુખ ન કરો. બગલ તેમજ નાફ નીચેના વાળોને ચાલીસ દિવસ પહેલાં સાફ કરી લો, બલકે દર અઠવાડિએ કે પંદર દિવસે સફાઈ કરી લેવી બેહતર છે. ચાલીસથી વધુ દિવસ પછી સફાઈ કરનાર ગુનેહગાર થાય છે.

**નોટ** : ભૂલથી કોગળા કરવાનું યા નાકમાં પાણી પહોંચાડવાનું રહી જાય અથવા શરીરનો કોઈ ભાગ સુકો રહી જાય તો યાદ આવતાં જ કોગળા કરી લો યા નાકમાં

પાણી પહોંચાડી આપો અથવા સુકો રહી ગયેલ ભાગ ધોઈ નાખો. નવેસરથી ગુસલ કરવું જરૂરી નથી. (બેહિશ્તી ઝેવર)

# વુઝૂનું વર્ણન

## વુઝૂની ફઝીલત :

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : મો'મિનો ! જ્યારે તમે નમાઝ પઢવાનો ઈરાદો કરો તો મોઢું અને કોણીઓ સુધી હાથ ધોઈ લો અને માથાનો મસહ કરી લો અને ઘૂંટીઓ સુધી પગ (ધોઈ લો.)

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે : જે માણસે વુઝૂ કર્યું અને (મારા બતાવેલ તરીકા મુજબ) ખૂબ સારી રીતે વુઝૂ કર્યું તો તેના બધા (સગીરહ) ગુનાહ નીકળી જાય છે–દૂર થઈ જાય છે. અહિં સુધી કે નખોની નીચેથી પણ (એટલે કે વુઝૂના દરેક અવયવથી અથવા પૂરા બદનથી ગુનાહની નહૂસત અને તેનો ગંદો અસર ધોવાઈ જાય છે.) (મુસ્લિમ, મિશ્કાત–૩૮)

મારી ઉમ્મત કિયામતના દિવસે એ હાલતમાં બોલાવવામાં આવશે કે તેઓના ચહેરા અને હાથ–પગ (વુઝૂના અવયવો) વુઝૂના અસરના કારણે રોશન અને ચમકદાર હશે. (મિશ્કાત–૩૯)

હઝરત શૈખ અ. કાદિર જીલાની (રહ.) ફરમાવે છે કે હરહંમેશ વુઝૂની સાથે રહેવું અલ્લાહ તઆલાની બેહદ રહમતોની પ્રાપ્તિનું કારણ હોય છે.

(મઆરિફે મદનિય્યહ–૪)

**વુઝૂના ફરાઈઝ :**

વુઝૂના ચાર ફર્ઝ છે :

(૧) પૂરું મોઢું ધોવું, એટલે કે પેશાનીના વાળોથી લઈ હડપચીની નીચે સુધી અને એક કાનની ટીસીથી લઈ બીજા કાનની ટીસી સુધી ધોવું.

(૨) કોણીઓ સહિત એક વખત બંને હાથ ધોવા.

(૩) માથાના ચોથા ભાગનો મસહ કરવો.

(૪) ઘૂંટીઓ સહિત એક વખત બંને પગ ધોવા.

**વુઝૂની સુન્નતો :**

નિય્યત કરવી, બિસ્મિલ્લાહ પઢવી, પહોંચાઓ સુધી બન્ને હાથ ધોવા, કોગળા કરવા, મિસ્વાક કરવું, નાકમાં પાણી નાખવું, દાઢી અને હાથ પગની આંગળીઓનો ખિલાલ કરવો, પૂરા માથાનો મસહ કરવો, કાનોનો મસહ કરવો, દરેક અવયવને ત્રણ–ત્રણ વાર ધોવું, જમણા

અવયવને ડાબા અવયવથી પહેલાં ધોવો, ક્રમ પ્રમાણે વુઝૂ કરવું, એક અવયવ ધોવા પછી બીજા અવયવને મોડું કર્યા વગર તરત ધોવો.

## મિસ્વાકની ફઝીલત :

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે મિસ્વાક મોઢાને ઘણું જ પાક–સાફ કરનાર અને અલ્લાહ તઆલાને સૌથી વધુ ખુશ–રાજી કરવા–વાળી ચીજ છે. બીજી રિવાયતમાં છે કે જો મને આ વાતનો ખૌફ–ડર ન હોત કે મારી ઉમ્મત પર ઘણી મુશ્કેલી પડશે તો હું તેઓને દર નમાઝના વખતે મિસ્વાક કરવાનો લાઝમી હુકમ દેત. (બુખારી, મુસ્લિમ)

મિસ્વાક કરી પઢવામાં આવેલ નમાઝ, વગર મિસ્વાકની નમાઝથી સિત્તેર ઘણી વધુ ફઝીલત ધરાવે છે. (બયહકી)

મિસ્વાક (દાતણ) કરવાથી મૌત સિવાય દરેક બીમારીથી શિફા મળે છે. મિસ્વાક કરવાનો સૌથી નાનો ફાયદો આ છે કે મિસ્વાકથી મોઢાની બદબૂ–દુર્ગંધ દૂર થઈ જાય છે અને સૌથી મોટો ફાયદો આ છે કે, મોત વખતે કલિમ–એ શહાદત નસીબ થાય છે. (દુ. શામી–૧)

મિસ્વાક સીધું, આંગળી બરાબર જાડું અને શરૂઆતમાં એક વેંત બરાબર લાંબું હોવું મુસ્તહબ છે અને જો ઝયતુન

અથવા પિલુડી કે કડવા ઝાડ (લીમડા)નું હોય તો વધુ બેહતર છે. મોઢાની બદબૂ દૂર થઈ જાય ત્યાં સુધી મિસ્વાક કરવું જોઈએ અથવા ત્રણ વખત દાંતો પર ફેરવવું અને દરેક વખત મોઢાથી બહાર કાઢી પાણીથી ધોઈને મિસ્વાક કરવું. (દુ. શામી-૧)

## મિસ્વાક પકડવાની સુન્નત રીત :

મિસ્વાકની નીચેના તરફ જમણા હાથની છેલ્લી આંગળી રાખવી અને મિસ્વાકના કૂચા પાસે અંગુઠો રાખવો અને બાકીની આંગળીઓ મિસ્વાકની ઉપર રાખી મિસ્વાક કરવું જોઈએ. મિસ્વાકને મુટ્ઠી વડે પકડવું નહિ અને મિસ્વાક કર્યા પછી તેને ધોઈને કૂચા ઉપર તરફ રહે એ પ્રમાણે મૂકવું જોઈએ. મિસ્વાકને આડું ન મૂકવું જોઈએ. મિસ્વાક ન હોય તો કલિમાની અથવા કોઈપણ આંગળી વડે અથવા જાડા કપડાથી દાંતોને ખૂબ સાફ કરવા જોઈએ.

(દુ. શામી-૧)

## મિસ્વાક કરવાની સુન્નત રીત :

મિસ્વાકને પ્રથમ જમણી તરફ ઉપરના ભાગથી ફેરવતાં ફેરવતાં ડાબી તરફ ઉપરના ભાગ પર લઈ જવું અને પછી જમણી તરફ નીચેના ભાગથી ફેરવતાં ફેરવતાં ડાબી તરફ નીચેના ભાગ પર લઈ જવું. (દુ. શામી-૧)

## વુઝૂની દુઆઓ :

હદીસ શરીફમાં છે કે, તે માણસનું વુઝૂ (કામિલ અને સંપૂર્ણ) થતું નથી, જે વુઝૂ વખતે બિસ્મિલ્લાહ ન પઢે.

(તિરમિઝી)

જે માણસે બિસ્મિલ્લાહ કહી વુઝૂ કર્યું તો માથાથી લઈ પગ સુધી તેનું પૂરું શરીર પાક થઈ ગયું અને જેણે બિસ્મિલ્લાહ પઢયા વગર વુઝૂ કર્યું તો તેનું ફક્ત એટલું શરીર પાક થયું જેના ઉપર વુઝૂનું પાણી પહોંચ્યું.

(બયહકી)

વુઝૂની શરૂઆતમાં **''બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ''** અથવા **''બિસ્મિલ્લાહિ, અલ્હમ્દુલિલ્લાહ''** અથવા આ દુઆ પઢવી જોઈએ :

بِسۡمِ اللّٰهِ الۡعَظِيۡمِ وَالۡحَمۡدُ لِلّٰهِ عَلٰى دِيۡنِ الۡإِسۡلَامِ ط

**બિસ્મિલ્લાહિલ અજીમિ વલ્હમ્દુલિલ્લાહિ અલા દીનિલ ઈસ્લામ.** (શામી–૧/૧૧૮, આલમગીરી–૧)

તે પછી આ દુઆ પઢવી :

اَللّٰهُمَّ اغْفِرْ لِیْ ذَنْبِیْ وَوَسِّعْ لِیْ فِیْ دَارِیْ
وَبَارِكْ لِیْ فِیْ رِزْقِیْ ط

**અલ્લાહુમ્મગ્ફિર્લી ઝમ્બી વ વસ્સિઅ્ લી ફી દારી વ બારિક્ લી ફી રિઝ્કી.** (હિસ્ને હસીન)

વુઝૂ દરમિયાન દરેક અવયવ ધોતી વખતે બિસ્મિલ્લાહ યા કલિમએ શહાદત યા દુરૂદ શરીફ પઢવું અથવા દરેક અવયવની દુઆએ માષૂરહ પઢવી. સારાંશ કે આ ચાર પૈકી કોઈ એકનું પઢવું મુસ્તહબ છે. ( દરેક અવયવ ધોતી વખતે પઢવાની માષૂરહ દુઆઓને લાઝિમી સુન્નત ન સમજે.) (દુ. શામી–૧)

વુઝૂથી ફારિગ થયા પછી શહાદતૈનને પઢવું સુન્નત છે જે આ પ્રમાણે છે : **અશ્હદુ અન્ લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વહ્દહુ લા શરીક લહૂ વ અશ્હદુ અન્ન મુહમ્મદન્ અબ્દૂહુ વ રસૂલુહ.**✷

---

✷ આ દુઆ (શહાદતૈન) ત્રણવાર પઢવી પણ સાબિત છે. જુઓ, ઈબ્ને માજહ હદીસ નં. ૪૬૯ અને આ દુઆ (શહાદતૈન) પઢતી

*(અનુસંધાન ૨૭ માં પાને)*

اَللّٰهُمَّ اجْعَلْنِىْ مِنَ التَّوَّابِيْنَ وَ اجْعَلْنِىْ مِنَ الْمُتَطَهِّرِيْنَ ط

---

*(૨૬ મા પેજની ફૂટનોટ ચાલુ)*

વખતે આસમાન તરફ નજર ઉઠાવવી પણ સાબિત છે. જુઓ, અબૂ દાવૂદ શરીફ : હદીષ નં.૧૭૦, શામી–૧. આ હદીષ શરીફની નોંધમાં અલ્લામા ઈરાકી (રહ.) લખે છે કે ફક્ત શરૂઆતમાં જ આસમાન તરફ નજર ઉઠાવવી કાફી છે અને એ પણ થઈ શકે છે કે પૂરી દુઆ દરમિયાન નજર ઉઠાવેલી રાખે અને અંધજનોએ પણ નજર ઉઠાવવી. જુઓ, અબૂ દાવૂદ ૧/૨૩ અને નજર ઉઠાવવામાં શું હિકમત છે તે શારિઅ (અલૈ.) વધુ જાણનાર છે. (અબ્દુલ મા'બૂદ) આ દુઆ– શહાદતૈન પઢતી વખતે કલિમાની આંગળીથી ઈશારો કરવા વિષેનો સુબૂત મેં જોયેલ હદીષની કિતાબોમાં ન મળી શક્યો. અલબત્ત, "તહતાવી મરાકીલ્ ફલાહ, ભા. ૧ પેજ ૬૧" ઉપર ગઝનવી (રહ.)ના હવાલાથી લખેલ છે કે વુઝૂ પછી શહાદતૈન પઢતી વખતે કલિમાની આંગળીથી ઈશારો કરે. (વલ્લાહુ અઅ્લમ)

બુખારી, મુસ્લિમ, તિરમિઝી વગેરે હદીસની કિતાબોમાં આસમાન તરફ નજર ઉઠાવી પઢવા વિષેનો ઉલ્લેખ નથી. એટલે નજર ઉઠાવ્યા વગર પઢશે તો પણ સવાબનો હકદાર થશે.

વુઝૂ પછી સૂરએ કદ્ર (ઈન્ના અન્ઝલ્ના) પઢવા ચાહે તો પઢી શકે છે. મુસ્તહબ છે, પરંતુ એને સુન્નત હોવાનું યકીન રાખી ન પઢે. (શામી ૧, મિશ્કાત, ઈમ્દાદુલ ફતાવા–૧)

ત્યાર પછી આ દુઆ પઢવી :

**અલ્લાહુમ્મજ્ અલ્ની મિનત્તવ્વાબી-ન વજ્અલ્ની મિનલ્ મુત-તહ્હિરીન.**

જે માણસ વુઝૂ પછી આ દુઆ પઢશે તેના માટે જન્નતના આઠેય દરવાજા ખોલી દેવામાં આવશે કે જે દરવાજાથી ચાહે દાખલ થઈ જાય. (તિરમિઝી શરીફ)

## વુઝૂની નાપસંદ બાબતો :

વુઝૂ તેમજ ગુસલ વેળા ફુઝૂલ પાણી ન વાપરો, દુન્યવી વાતો ન કરો, ચેહરા પર જોરથી પાણીની છાલકો ન મારો, એનાથી બાજુમાં વુઝૂ કરનારને તકલીફ થશે. વળી, ચહેરો શરીરના ભાગોમાં સૌથી અશરફ છે એટલે જોરથી પાણી મારવું એ અદબ વિરુદ્ધ છે. લોકોને નફરત થાય તે પ્રમાણે વુઝૂ ન કરો. બીડી, સિગારેટ, તંબાકુ વગેરેની આદત-વાળા તથા કાચા પ્યાજ-લસણ ખાઈને આવનાર માણસોએ પોતાના મોઢાની બદબૂ બરાબર દૂર કરવી જોઈએ. મસ્તી, મજાક, મશ્કરી વગેરે કુટેવોને છોડી હોજ તથા મસ્જિદના સહનને બજાર, એસ. ટી. ડેપો, પ્લેટફૉર્મ ન બનવા દો.

## તયમ્મુમનું વર્ણન

તયમ્મુમ મઝહબે ઈસ્લામની આસાની અને

સહુલતોમાંથી છે. આગલા નબીઓ અને તેમની ઉમ્મતોને આ સહુલત મળી ન હતી. હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આપવામાં આવેલ વિશેષ ઈનામો પૈકી એક ઈનામ અને નેઅમત છે. વળી, આનાથી નમાઝની મહત્ત્વતા પણ માલમ પડે છે કે પાણી ન હોય–ઉઝર–મજબૂરી હોય તો પણ નમાઝ છોડી દેવી યા કઝા કરી દેવી જાઈઝ નથી, બલકે તેના માટે જરૂરી છે કે તયમ્મુમ કરીને પણ નમાઝ અદા કરે.

તયમ્મુમ એટલે કે ઈરાદો કરવો અને શરીઅતની પરિભાષામાં એનો મતલબ આ છે કે જે માણસને વુઝૂ અથવા ગુસલની જરૂરત હોય; પરંતુ પાણી જ ન હોય અથવા પોતાની જગ્યાથી પોણા બે કિલોમીટર યા એથી વધુ દૂર હોય અથવા પાણી તો છે; પરંતુ તેને ઉપયોગમાં લેવા પર શક્તિમાન નથી. દા.ત. કોઈ એવી ભારે બીમારી કે જેમાં પાણીનો ઉપયોગ ખૂબ નુકસાનકારક હોય યા બીમારી વધી જવાનો ભય હોય અને આ વિશે પોતાનો તજરુબો હોય યા કોઈ અનુભવી હકીમ, ડૉક્ટર પણ કહેતો હોય અથવા જનાબત, હૈઝ–નિફાસના કારણે ગુસલ વાજિબ હોય યા વુઝૂની જરૂરત હોય, પરંતુ સખ્ત ઠંડીના કારણે હલાકતનો યા બીમાર થઈ જવાનો ભય હોય યા બીજી કોઈ રીતે જાન–માલની મુશ્કેલીનો ખતરો હોય તો આ પ્રમાણેની હાલતોમાં વુઝૂ અથવા ગુસલની જગાએ

પાક માટી પર તયમ્મુમ કરવું.

**તયમ્મુમના ફરાઈઝ :**

(૧) નિય્યત કરવી એટલે આ પ્રમાણે ઈરાદો કરે કે હું પાક થવા માટે યા નમાઝ પઢવા માટે તયમ્મુમ કરું છું.

(૨) એક વખત બંને હાથ પાક જમીન પર મારીને મોઢા ઉપર ફેરવવા.

(૩) એક વખત બંને હાથ પાક જમીન પર મારીને કોણીઓ સહિત બંને હાથો ઉપર ફેરવવા.

**તયમ્મુમની મસ્નુન રીત :**

સૌ પ્રથમ પૂરી બિસ્મિલ્લાહ પઢી પાક થવાની નિય્યત કરો. પછી આંગળીઓ ખુલ્લી રાખી બંને હાથોને પાક જમીન પર મારો અને ઉઠાવ્યા વગર થોડાક આગળ લઈ જાઓ અને પછી પાછળ ખેંચી લાવો. પછી ઉઠાવી બંને હાથના અંગુઠાને આપસમાં ટકરાવી ખંખેરો યા મોઢાથી ફૂંક મારી આપો કે જેથી વધુ પડતી માટી હોય તો ઉડી જાય. ત્યાર બાદ વુઝૂમાં ધોવામાં આવતા મોઢાના પૂરા ભાગ ઉપર એવી રીતે હાથ ફેરવો કે કોઈ જગા છૂટવા ન પામે. આંખોની નીચેના ખાડામાં, ભ્રમરોની નીચે તથા નાકના બંને સુરાખોની વચ્ચેની જગા ઉપર જ્યાં બાહ્ય

ચામડીનું પડ હોય છે ત્યાં પણ હાથ ફેરવી આપો. દાઢીનો ખિલાલ પણ કરી લો અને આ માટે જમીન પર ફરી હાથ મારવાની જરૂરત નથી.

ત્યાર બાદ ફરીથી બંને હાથ જમીન પર મારી આગળ–પાછળ લઈ જઈ ખંખેરવાની જરૂરત હોય તો ખંખેરી નાખો યા ફુંક મારી લો. ત્યાર બાદ પ્રથમ જમણા હાથની હથેળી આસમાન તરફ અને હથેળીની પીઠ જમીન તરફ રહે એ પ્રમાણે જમણા હાથને તયમ્મુમ માટે તૈયાર કરી લો. હવે અંગુઠા સિવાય ડાબા હાથની ચાર આંગળીઓને મિલાવેલી હાલતમાં કરી જમણા હાથની આંગળીઓના (અંગૂઠા સિવાય) કિનારા નીચે–પોળવા સાથે રાખી કોણીઓ તરફ ખેંચી લાવો. આ મુજબ લઈ જવામાં જમણા હાથના બહારના ભાગ તરફ મસહ થઈ જશે. કોણીઓને પણ મસહમાં લઈ લો અને હાથ ઉઠાવો નહિ; બલકે જમણા હાથના બહારના ભાગ તરફ મસહ થઈ જશે. કોણીઓને પણ મસહમાં લઈ લો અને હાથ ઉઠાવો નહિ, બલકે જમણા હાથના જે ભાગ પર હજુ મસહ થયો નથી ત્યાં ડાબા હાથની હથેળી વડે (જે હજુ અકબંધ છે) મસહ કરતાં કરતાં પહોંચાઓ સુધી ખેંચી લાવો અને ડાબા હાથના અંગુઠાની પીઠ પર રાખી મસહ કરી લો. આ જમણા હાથનો મસહ પૂરો થયો. આ જ પ્રમાણે હવે જમણા હાથ વડે ડાબા હાથનો મસહ કરી લો અને બંને હાથોનો ખિલાલ

પણ કરી લો. હાથમાં વીંટી વગેરે હોય તો તેને કાઢી નાખી, ત્યાં પણ મસહ કરો. (શામી–૧ના આધારે)

**તયમ્મુમના મસાઈલ :**

પાક જમીન સિવાય જે ચીજો જમીન–માટીની જિન્સ વ્યાખ્યામાં હોય એટલે કે જે વસ્તુઓ બળીને રાખ ન થઈ જાય યા ઓગળીને નરમ ન થાય તો તેના ઉપર પણ તયમ્મુમ કરવું જાઈઝ છે. ભલે, તેના ઉપર ધૂળ ન હોય. જેમ કે માટી, રેતી, પત્થર, ચૂનો, માટીની કાચી–પાકી ઈંટો અથવા ચુનાની દિવાર વગેરે... અને જે ચીજો જમીનની જિન્સ–વ્યાખ્યામાં ન હોય એટલે કે જે ચીજો બળીને રાખ થઈ જતી હોય યા ઓગાળવાથી ઓગળી જાય તો તેના ઉપર તયમ્મુમ કરવું જાઈઝ નથી. જેમ કે લાકડું, લોખંડ, સોનું, ચાંદી, તાંબુ, પિત્તળ, એલ્યુમિનિયમ, ઘઉં, જવ તેમ જ દરેક પ્રકારનું અનાજ અને કાપડ, રાખ વગેરે... અલબત્ત, આ બધી ચીજો પર એટલા પ્રમાણમાં ધૂળ–માટી હોય કે હાથ મારવાથી ઉડવા લાગે એટલે કે હથેળીઓ ઉપર ધૂળનો અસર આવી જાય યા તે ચીજ ઉપર હાથ રાખવાથી નિશાન પડી જાય તો આ બધી ચીજો ઉપર તયમ્મુમ કરવું જાઈઝ છે. (રેલગાડીની બેઠકો ઉપર આ મુજબ ધૂળ–માટી હોય તો તેના ઉપર તયમ્મુમ કરવું જાઈઝ છે જ્યારે કે ડબ્બામાં પાણી ન હોય, નજદીકમાં

કોઈ સ્ટેશન ન હોય કે જ્યાં ઉતરી વુઝૂ કરી શકાય તો તયમ્મુમ કરી લે; પરંતુ જે જગ્યાએ મુસાફરો જોડા-ચપ્પલ પહેરીને ફરે છે તેના ઉપર તયમ્મુમ કરવું સહીહ નથી.)

(બેહિશ્તી ઝેવર)

જો કોઈને ગુસલની હાજત હોય, પરંતુ સખ્ત બીમારી, સખ્ત ઠંડી અથવા ઉઝર-મજબૂરી હોય તો ગુસલની જગાએ તયમ્મુમ કરી લે. હવે આ જ તયમ્મુમથી નમાઝ પઢી શકે છે. વુઝૂનું તયમ્મુમ પણ થઈ ગયું એટલે બીજું તયમ્મુમ કરવાની જરૂરત નથી અને વુઝૂ-ગુસલના તયમ્મુમની રીત એક જ છે, એમાં કોઈ ફર્ક નથી. (બેહિશ્તી ઝેવર)

જો કોઈનું શરીર યા કપડાં નાપાક છે અને વુઝૂ યા ગુસલની હાજત છે; પરંતુ પાણી થોડુંક હોય તો બદનના તે ભાગને યા કપડાને ધોઈ નાખે અને વુઝૂની જગાએ તયમ્મુમ કરી લે, પરંતુ જો બદન-કપડાં પાક છે અને પાણી એટલું જ છે જેનાથી ફક્ત વુઝૂના ચાર ફર્ઝ અદા થઈ શકે છે-વુઝૂની સુન્નતો અદા થઈ શક્તી નથી તો તે પાણીથી વુઝૂના ફર્ઝ અદા કરી લે. તેના માટે તયમ્મુમ જાઈઝ નથી. (બેહિશ્તી ઝેવર)

જે ચીજોથી વુઝૂ તૂટી જાય છે તેનાથી તયમ્મુમ પણ તૂટી જાય છે. અલબત્ત, પાણી મળવાથી અથવા પાણીના ઉપયોગ પર શક્તિમાન થવાથી પણ તયમ્મુમ તૂટી જશે;

પરંતુ તયમ્મુમથી જે નમાઝો પઢી ચૂકયો છે, હવે તેને ફરી પઢવી વાજિબ નથી. તે બધી નમાઝો સહીહ કહેવાશે.

(બેહિશ્તી ઝેવર)

જો કોઈ માણસને પોતાના અનુમાન યા કોઈના બતલાવવાથી યા બીજી કોઈ રીતે આ વાતનું યકીન થઈ જાય કે પોણા બે કિલોમીટરની અંદર પાણી છે તો પાણી લાવી વુઝૂ કરવું જરૂરી છે, તેના માટે તયમ્મુમ જાઈઝ નથી.

જો કોઈ માણસને પાણી મળવાની ઉમ્મીદ હોય તો નમાઝના અંતિમ સમય સુધી રાહ જોવી અને તયમ્મુમ ન કરવું મુસ્તહબ છે અને જો ઉમ્મીદ ન હોય તો તયમ્મુમ કરી નમાઝને તેના મુસ્તહબ સમયમાં પઢી લે.

(હિદાયહ–૧)

નાપાક જમીન પર તયમ્મુમ કરવું જાઈઝ નથી. ભલેને જમીન સૂકાઈ ગઈ હોય. હા, નમાઝ પઢવા માટે તે જમીન પાક કહેવાશે અને જ્યારે જમીન પાક હોય તો હવે વહેમ કે શંકામાં ન પડે, જ્યાં સુધી યકીની રીતે નાપાક હોવાની ખબર ન પડે. (બેહિશ્તી ઝેવર)

## અઝાન શું છે ?

અઝાન એટલે નમાઝ માટેનું એ'લાન, જેમાં અલ્લાહ

તઆલાની તવહીદ તથા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રિસાલતની ગવાહી પણ છે. અઝાન ઈસ્લામના મહાન પ્રતિકોમાંથી છે.

અઝાન સાંભળનાર દરેક મુસલમાન મર્દ તેમજ અવરતને જોઈએ કે અઝાન તરફ પૂરું ધ્યાન આપે. વાતચીત અને સલામ વગેરેને બંધ કરી દે. સલામનો જવાબ આપવો પણ અઝાન વેળા વાજિબ નથી; બલકે જો ઘરમાં કુર્આન શરીફની તિલાવતની હાલતમાં અઝાન સાંભળે તો તિલાવત બંધ કરી દે અને અઝાનનો જવાબ દેતો રહે અને છેવટમાં અઝાન પછીની દુઆ પઢે.

પ્રાચીન જમાનામાં એક નેક માણસ લુહાર હતા. તેમની હાલત એ હતી કે હથોડાને ઉપર ઉઠાવી કોઈક લોખંડ પર મારવા માટે તૈયાર હોય તેવામાં જો અઝાનની અવાજ કાનમાં પડી જાય તો તરત જ હથોડાને હાથમાંથી મૂકી દઈ ખુદાના ઘર તરફ રવાના થઈ જતા હતા. એમને એ પણ મંજૂર ન હતું કે હાથમાં ઉઠાવેલા હથોડાનો ઘાણ લોખંડ પર લગાવી લે. તેમનો એ હાલ હતો કે અઝાનની અવાજથી બજારમાં સન્નાટો છવાઈ જતો. દુકાનો ફટાફટ બંધ કરી ખરીદ–વેચાણ છોડી મસ્જિદ તરફ ચાલવા માંડતા હતા. (આદાબુલ્ મસાજિદ)

આજે આપણી હાલત આ છે કે અઝાન સાંભળ્યા પછી પણ ક્રિકેટનું મેદાન, ટી.વી., કોમેન્ટ્રી, કારોબાર,

મજલિસો વગેરે આપણે છોડવા તૈયાર થતા નથી; બલકે જવાબ મળશે : થાય છે, હમણા જ અઝાન થઈ છે, વાર છે અને આમ જ સુસ્તીમાં ને સુસ્તીમાં નમાઝ પહેલાંની સુન્નતો, તકબીરે ઊલા અને રકા'તો; બલકે જમાઅત પણ પૂરી થઈ જાય છે. આ તે લોકોની હાલત છે જેઓ કંઈક અંશે મસ્જિદે આવવાનું સમજે છે. બાકી બીજા લોકો તો મસ્જિદની આજુબાજુ ઓટલાઓ પર, શેરીઓમાં લાંબી લાંબી મહેફિલો ભરે છે. લોકો તેમની સામે બબ્બે, ત્રણ ત્રણ વખતની નમાઝ પઢવા જાય છે અને નમાંઝથી પરવારીને તેમની સામે જ પોતપોતાના ઘરે પાછા જાય છે, પરંતુ તેઓ એ જ સ્થિતિમાં ગાફિલ છે. કોઈ જાતનો એહસાસ પણ નથી. કાલે કિયામતના દિવસે આ એક દલીલ બનશે કે તમારી સામેથી લોકો નમાઝ માટે આવતા–જતા હતા, તમે જોતા હતા.. છતાં ય તમારી ઊંઘ ન ઉડી ? અલ્લાહ તઆલા મહફૂઝ રાખે, આમીન !

## અઝાનનો જવાબ દેવા વિશે :

અઝાન સાંભળનારે મુઅઝ્ઝિન જે કલિમાત–શબ્દો કહે છે તે જ શબ્દોમાં જવાબ દેવો મુસ્તહબ છે. અલબત્ત,

حَیَّ عَلَي الصَّلٰوةِ

અને

# حَيَّ عَلَى الْفَلَاحِ

—ના જવાબમાં સાંભળનારે આ શબ્દો કહેવા :

## لَا حَوْلَ وَلَا قُوَّةَ إِلَّا بِاللّٰهِ الْعَظِيْمِ

**લા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ** ✱

✱અઝાનમાં હય્ય અલસ્સલાહ અને હય્ય અલલ્ ફલાહ (આવો નમાઝ તરફ, આવો કામિયાબી તરફ)ના શબ્દો સાંભળી લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ પઢવાનો મતલબ અને ભેદ જાહેર છે કે અઝાન સાંભળી મસ્જિદે જવું અને સંપૂર્ણ–કામિલ રીતે નમાઝ પઢવી અને તેના પર કાયમ રહેવું એ ઈન્સાનની તાકત નથી; બલકે નમાઝ અને બીજી ઈબાદતોની અદાયગી, પાબંદી અને સંપૂર્ણતા એ અલ્લાહ તઆલાની તવફીક અને તેની તાકતથી જ થઈ શકે છે. હા, ઈન્સાનના હાથમાં ઈરાદો, કોશિશ અને મહેનત જરૂરી છે એટલે નેકીના કામમાં આ ત્રણ વસ્તુનો ઉપયોગ કરી આગળ ને આગળ ધપ્યે જ જવું જોઈએ. અલ્લાહ તઆલા કોઈની મહેનતને અકારત અને બરબાદ કરતો નથી. તે પુખ્ત ઈરાદા અને સહીહ મહેનતના બદલામાં નેકીની તવફીક આપે જ છે. એટલે મહેનત, કોશિશ કર્યા વગર અમુક માણસોનું ફક્ત ઝુબાનથી આમ કહેવું ઘણું જ અયોગ્ય અને પાયાહિન લેખાશે કે, "અલ્લાહ તવફીક આપશે ત્યારે નમાઝ પઢીશું" આ એક બહાનું કહેવાશે, જે અલ્લાહને ત્યાં ચાલશે નહિ.

*(અનુસંધાન ૩૮ માં પાને)*

અને ફજરની

અઝાનમાં اَلصَّلٰوةُ خَيْرٌ مِّنَ النَّوْمِ ના

જવાબમાં આ શબ્દો કહેવા :

صَدَقْتَ وَبَرَرْتَ

**સદક્ત વ બરરત.**

હદીસમાં છે કે જે માણસ દિલથી અઝાનનો જવાબ દેશે તે જન્નતમાં પ્રવેશ પામશે. એટલે કે ઝુબાનથી જવાબ દેવાની સાથે અમલી રીતે પણ જવાબ દે અને અમલી રીત આ છે કે મસ્જિદે જઈ જમાઅતની સાથે નમાઝ પઢે.

(શામી ભાગ–૧)

---

*(અનુસંધાન ૩૭ માં પાનાનું ચાલુ)*

લા હવ્લ....નો અર્થ આ છે કે ગુનાહથી બચવા, બચાવવાની અને નેકીઓ કરવાની તાકત અલ્લાહ તઆલા સિવાય કોઈનામાં ય નથી–એ અલ્લાહની મદદ અને તેની તવફીકથી જ થઈ શકે છે.

અઝાનના જવાબમાં હય્ય અલસ્સલાહ અને હય્ય અલલ ફલાહ વખતે અમુક બુઝુર્ગોનો અમલ આ જ શબ્દો દોહરાવી લા હવ્લ..... પઢવાનો રહ્યો છે એટલે બંનેને જમા–ભેગા કરવું તેમના મત મુજબ બેહતર લેખાશે.(શામી–૧) આ વિશે વધુ તફસીલ માટે અહ્‌લે ઈલ્મ હઝરાત ફિકહની કિતાબો અને ખાસ કરી મઆરિફુસ્સુનન ભાગ–૨ તરફ રજુ કરે.

ઈકામત વખતે પણ તે જ શબ્દો દોહરાવી જવાબ દેવો મુસ્તહબ છે. અલબત્ત,

قَدْ قَامَتِ الصَّلٰوةُ ના જવાબમાં

આ શબ્દો કહેવા જોઈએ : اَقَامَهَا اللّٰهُ وَاَدَامَهَا

**અકામહલ્લાહુ વ અદામહા.**

જો આગળ–પાછળ એટલે કે એક અઝાન પૂરી થયા પછી બીજી એમ ઘણી બધી અઝાનો સાંભળે તો પહેલી અઝાનનો જવાબ દે, ચાહે તે પોતાના મહોલ્લાની અઝાન હોય યા બીજી મસ્જિદની અઝાન હોય અને જો એક સાથે જ થઈ રહેલ અલગ અલગ મસ્જિદોની ઘણી બધી અઝાનોની અવાજ આવતી હોય તો પોતાના મહોલ્લાની મસ્જિદ યા નજદીકની મસ્જિદની અઝાનનો જવાબ દે.

(કબીરી ૧/૪૨૭, શામી–૧)

મર્દોની જેમ ઔરતોએ પણ ઝુબાની જવાબ દેવો મુસ્તહબ છે. અલબત્ત, હૈઝ–નિફાસની હાલતમાં જવાબ ન દેવો જોઈએ અને બેવુઝૂ તથા જનાબત–ગુસલની હાજતવાળાઓ અઝાન સાંભળે તો તેઓએ તે જ હાલતમાં જવાબ દેવો મુસ્તહબ છે; પરંતુ નમાઝની

હાલતમાં, ખુત્બો સાંભળવાની હાલતમાં, બીવી સાથે હમબિસ્તરી–સંભોગની હાલતમાં અને પેશાબ–પાખાનું કરવાની હાલતમાં જવાબ ન દેવો જોઈએ.

(તહતાવી ૧/૧૨૦, શામી–૧)

જો વખતમાં ગુંજાઈશ હોય તો અઝાન વખતે વુઝૂ ન કરે; બલકે અઝાનનો જ઼વાબ આપી, દુઆ પઢયા પછી વુઝૂ કરવું બેહતર છે અને જો ગુંજાઈશ ન હોય તો વુઝૂ કરી લે. અલબત્ત, વુઝૂની હાલતમાં (જો થઈ શકે તો) અઝાનનો જવાબ પણ દેતો રહે અને વુઝૂ પણ કરતો રહે.

(શામી–૧/૨૬૨, ફતાવા મહમૂદિય્યહ–૨)

અઝાન સાંભળનાર જો મસ્જિદમાં હોય તો તેના ઝિમ્મે જવાબ નથી (એ જ પ્રમાણે જો મસ્જિદમાં તિલાવત કરતો હોય તો તિલાવત ચાલુ રાખવી જાઈઝ છે), પરંતુ જો અઝાનનો જવાબ દેશે તો આ બંને પણ સવાબના હકદાર થશે. (કબીરી–૪૨૬, શામી–૧)

જો કોઈ માણસ અઝાનનો જવાબ દેવો ભૂલી જાય યા જાણીબૂઝીને ન દે અને અઝાન પૂરી થઈ ગયા પછી યાદ આવે અથવા જવાબ દેવાનો ઈરાદો કરે તો જો વધારે વાર લાગી ન હોય તો હવે એક સાથે પૂરી અઝાનનો જવાબ દઈ દે, આનાથી તલાફી થઈ જશે અને જો વધુ વાર લાગી હોય તો હવે જવાબ ન દે. (દુર્રે મુખ્તાર, શામી–૧)

**અઝાન પછીની દુઆ :**

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ التَّآمَّةِ
وَالصَّلٰوةِالْقَآ ئِمَةِ اٰتِ مُحَمَّدَ نِ الْوَسِيْلَةَ
وَالْفَضِيْلَةَ وَابْعَثْهُ مَقَامًامَّحْمُوْدَ نِ الَّذِىْ
وَعَدْتَّهٗ اِنَّکَ لَا تُخْلِفُ الْمِيْعَادَ ط

**અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિદ્ દઅ્વતિત્તામ્મતિ વસ્સલાતિલ્ કાઈમ-તિ આતિ મુહમ્મદનિલ્ વસીલ-ત વલ ફઝીલ-ત વબ્અષ્હૂ મકામમ્ મહમૂદનિલ્લઝી વઅત્તહૂ, ઈન્ન-ક લા તુખ્લિફુલ મીઆદ.**

## મસ્જિદ શું છે ?

**મસ્જિદ ખુદાકા ઘર હે અદબકા મુકામ હે,**
**આઓ, જાઓ ઈસ તરહ કે નારાજ રબ ન હો;**
**આતે તો હો તુમ રહમતે હકકી તલાશમે,**
**રહમત કે બદલે દેખના ખુદાકા ગઝબ ન હો.**

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : મસ્જિદો (ખાસ) અલ્લાહ તઆલાની છે તો અલ્લાહ તઆલાની સાથે કોઈ બીજાની ઈબાદત ન કરો. (સૂ. જીન-૧૮)

અલ્લાહની મસ્જિદોને તો તે લોકો આબાદ કરે છે જે અલ્લાહ તઆલા પર અને કિયામતના દિવસ પર ઈમાન લાવ્યા અને નમાઝ પઢે છે અને ઝકાત દે છે અને અલ્લાહ તઆલા સિવાય કોઈથી ય ડરતા નથી. (સૂ. તવબહ–૧૮)

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે :

બધી જગાઓમાં સૌથી બુરી–ખરાબ જગા બજારો છે અને સૌથી સારી જગા મસ્જિદો છે. (મિશ્કાત પે. ૭૧)

જ્યારે તમે જન્નતના બગીચાઓમાંથી પસાર થાઓ તો તેના ફળો ખાઓ. પૂછવામાં આવ્યું : હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! જન્નતના બગીચાઓ શું છે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : મસ્જિદો છે. પછી પૂછવામાં આવ્યું કે, હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! એનાં ફળો ખાવાનો શું અર્થ છે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : **સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુલિલ્લાહિ વલા ઈલા–હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર** (એટલે કે આ તસ્બીહને ખૂબ પઢયા કરો). (મિશ્કાત પે. ૭૦)

મસ્જિદો આખિરતની બજારો પૈકીની બજાર છે (અને) જે માણસ મસ્જિદમાં દાખલ થયો તે અલ્લાહનો મહેમાન છે. (હાકિમ)

જે માણસ અલ્લાહ તઆલાના માટે (એટલે કે ઈખ્લાસની સાથે) કોઈ અલ્લાહનું ઘર–મસ્જિદ બનાવે છે તો અલ્લાહ તઆલા એના માટે જન્નતમાં ઘર બનાવે છે–તેને જન્નતમાં ઘર આપશે. (મિશ્કાત પે. ૬૮)

જે માણસ સારી રીતે (ઘરેથી) વુઝૂ કરીને મસ્જિદ તરફ જાય છે અને આ જવાનો મકસદ ફક્ત નમાઝ પઢવાનો છે તો આ માણસ જે કદમ રાખે છે તેના પર એક ગુનોહ માફ થાય છે અને (જન્નતમાં તેનો) એક દરજ્જો બલંદ કરવામાં આવે છે. (બુખારી, મુસ્લિમ)

જ્યારે તમે મસ્જિદમાં (જમા'તખાનાની હદમાં) દાખલ થાઓ તો (પ્રથમ જમણો પગ દાખલ કરી) આ દુઆ પઢો :

اَللّٰهُمَّ افْتَحْ لِيْ اَبْوَابَ رَحْمَتِكَ ط

**અલ્લાહુમ્મફ્તહ્લી અબ્વાબ રહ્મતિક્.**

અને નીકળતી વખતે (પ્રથમ ડાબો પગ કાઢી) આ દુઆ પઢો :

اَللّٰهُمَّ اِنِّيْ اَسْئَلُكَ مِنْ فَضْلِكَ

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ–ક મિન ફઝ્લિક્.**

(મિશ્કાત શરીફ : ૬૮)

જમાઅતખાના સિવાય મસ્જિદના મુખ્ય દરવાજાથી બહાર નીકળતી વેળા આ દુઆ પઢો :

اَللّٰهُمَّ إِنِّيْ أَعُوْذُبِکَ مِنْ إِبْلِيْسَ وَجُنُوْدِهٖ

**અલ્લાહુમ્મ ઈન્ની અઉઝુ બિ-ક મિન ઈબ્લિ-સ વ જુનૂદિહિ.**

(મલ્ફૂઝાતે ફકીહુલ્ ઉમ્મત ભાગ-૧)

જમાઅતખાનામાં દાખલ થતી વખતે યા દાખલ થયા પછી ''નફલ એ'તિકાફ''ની નિય્યત કરી લેવાથી જેટલી વાર મસ્જિદમાં રહેવાનું નસીબ થાય છે તેટલા સમયનો નફલ એ'તિકાફ કરવાનો સવાબ મળે છે. જો અરબીમાં દુઆ ન આવડતી હોય તો આ મુજબ ઈરાદો કરે કે, હું અલ્લાહના વાસ્તે એ'તિકાફની નિય્યત કરું છું.

**એ'તિકાફની દુઆ :**

بِسْمِ اللّٰهِ دَخَلْتُ وَعَلَيْهِ تَوَکَّلْتُ
وَنَوَيْتُ سُنَّةَ الْإِعْتِکَافِ

**બિસ્મિલ્લાહિ દખલ્તુ વ અલૅયહિ તવક્કલ્તુ વ નવય્તુ સુન્નતલ એ'તિકાફ.**

મસ્જિદમાં દાખલ થઈ મકરૂહ વખતને ધ્યાનમાં રાખી બે રકા'ત તહિય્યતુલ્ મસ્જિદની નિય્યતથી પઢી લો. થઈ શકે તો બેસતાં પહેલાં જ પઢી લો અને વુઝૂ પછી તરત જ વાર લગાડયા વગર મસ્જિદમાં દાખલ થાઓ તો હવે તહિય્યતુલ્ વુઝૂની નિય્યત પણ કરી લો. બંનેમાંથી એકને પઢી લેવું બીજી માટે કાફી છે અને જો ફર્ઝ નમાઝના સમયે દાખલ થાઓ ત્યારે ઘડિયાળમાં સમય જોઈને જો સુન્નતો પઢવાનો વખત હોય તો પઢી લો. અસર અને ઈશાના સમયે જમાઅત પહેલાં ફક્ત બે રકા'ત પઢવાનો સમય હોય તો બે રકા'ત પઢી લો.

જેમ બને તેમ આગળની સફોમાં બેસો. ખાસ કરીને પહેલી સફમાં. હદીસ શરીફમાં છે કે, 'જો લોકોને ખબર પડી જાય કે અઝાન આપવાનો અને પહેલી સફમાં નમાઝ પઢવાનો શું સવાબ છે–કેટલો બધો અજર છે તો એને હાસિલ કરવા માટે જો ચિઠ્ઠીઓ નાખવાની જરૂરત પડે તો લોકો તે માટે પણ તૈયાર થઈ જાય.' (બુખારી, મસ્લિમ)

જો જમા'તખાનું નમાઝીઓથી ભરાઈ ગયું હોય અને આગળની સફમાં જગા ખાલી હોય તો કોઈને તકલીફ ન પહોંચે એ રીતે ત્યાં જવું જોઈએ. લોકોની ગરદનો ઓળંગીને તેમને તકલીફ પહોંચે એ રીતે જવું ગુનાહનું કામ છે.

જો જમા'ત ઊભી થઈ ગઈ હોય તો દોડતાં દોડતાં ન

જાઓ; (ભલેને ઈમામ સા. રુકૂઅની હાલતમાં હોય) બલકે ઈત્મીનાન અને શાંતિની સાથે ચાલો અને જમાઅતનો જેટલો ય ભાગ મળે તેને (ઈમામ સા. સાથે) પઢી લો અને બાકીની રકા'તો (ઈમામ સાહબના સલામ ફેરવ્યા પછી) પૂરી કરી લો. (બુખારી, મુસ્લિમ)

## નેકીઓ બરબાદ ન કરો :

મસ્જિદમાં દુનિયાની વાતો કરવી એ નેકીઓને એવી રીતે ખાઈ જાય છે જેવી રીતે આગ સૂકી લાકડીને ખાઈ જાય છે. (ફત્હુલ્ કદીર)

જે માણસ મસ્જિદમાં દુનિયાની વાતો કરે છે એના ચાલીસ દિવસના (નેક) અમલો બરબાદ થઈ જાય છે.

(અશબાહ)

એક જમાનો એવો આવશે કે લોકો પોતાના દુન્યવી કામ–ધંધાઓની વાતો મસ્જિદમાં કરશે. તમે એમની સાથે ન બેસો. અલ્લાહને એવા લોકોની કોઈ જરૂરત નથી.

(મિશ્કાત પે. ૭૧)

## મસ્જિદમાં ખુશબૂની ધૂણી અને સફાઈ :

- નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતે મસ્જિદની સફાઈની ખૂબ તકેદારી રાખતા હતા (અને)

મસ્જિદના ધૂળ–કચરાને ખજૂરની ડાળખી વડે સાફ કરતા હતા. (ઈબ્ને અબી શયબહ)

મસ્જિદોને દર જુમ્આના દિવસે ખુશ્બૂની ધૂણી આપ્યા કરો. (ઈબ્ને માજહ)

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) દર જુમ્આના દિવસે પોતે ખુશ્બૂની ધૂણી આપતા, ખુશ્બૂ લગાવતા અને સફાઈ કરતા હતા. (ઈબ્ને અબી શયબહ)

ઉપરોક્ત હદીષો ટાંકીને હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સા. પાકિસ્તાની (રહ.) ખુશ્બૂની (લોબાન વગેરેની) ધૂણી દેવા વિશે ફરમાવે છે કે, અફસોસ ! આજે આ સુન્નત બિલકુલ છૂટી ગઈ છે. લોકો મસ્જિદોમાં પ્રકાર–પ્રકારના મકરૂહ–નાપસંદ તકલ્લુફાત કરે છે; પરંતુ આ સુન્નત તરફ તવજ્જુહ–ધ્યાન આપતા નથી. આજે આ સુન્નત બિલકુલ મરી પરવારી છે. જે માણસ એને જીવંત કરશે તો જ્યાં સુધી લોકો એના પર અમલ કરતા રહેશે ત્યાં સુધી તેને એનો સવાબ મળતો રહેશે. જેમકે, હદીસ શરીફમાં છે; 'જે માણસ મારી ઉમ્મતના ફસાદ વખતે મારી સુન્નત પર અમલ કરતો રહેશે તો તેને સો શહીદોનો સવાબ મળશે.'

(મિશ્કાત શરીફ, આદાબુલ્ મસાજિદ)

મારી ઉમ્મતના અમલોનો સવાબ મારી સામે પેશ

કરવામાં આવ્યો. અહિં સુધી કે એક તણખલું જેને કોઈ માણસે મસ્જિદમાંથી હટાવી દીધું હતું (તેનો સવાબ પણ મારી સામે પેશ કરવામાં આવ્યો–બતાવવામાં આવ્યો.)

(મિશ્કાત શરીફ પે. ૬૯)

અગર તમે કોઈને જુઓ કે તે મસ્જિદની ખિદમત કરે છે તો નિઃશંક તેના ઈમાનદાર હોવાની ગવાહી આપી દો એટલા માટે કે અલ્લાહ તઆલા ફરમાવે છે : **''ઈન્નમા યઅ્મુરુ''**... એટલે કે અલ્લાહની મસ્જિદોને આબાદ રાખવું તે જ માણસનું કામ છે જે અલ્લાહ તઆલા અને કિયામતના દિવસ પર ઈમાન રાખે છે. (તિરમિઝી)

કિયામતના દિવસે સાત પ્રકારના માણસોને અલ્લાહ તઆલા પોતાના અર્શના છાંયડામાં જગા આપશે જ્યારે કે અર્શના છાંયડા સિવાય કોઈ જગાએ છાંયડો ન હશે. આ સાત પૈકી એક માણસ તે છે કે જેનું દિલ મસ્જિદમાં અટકેલું રહે. (બુખારી) એટલે કે જરૂરત અર્થે મસ્જિદથી નીકળ્યા પછી પણ ખૂબ જલ્દી મસ્જિદે જવા માટેની ફિકર–ચિંતા લાગેલી રહે.

મસ્જિદમાં મો'મિનની મિસાલ એવી છે જેમકે માછલી પાણીમાં રહે છે. (એટલે કે મો'મિનને દિલની શાંતિ, સુકૂન અને ચૈન મસ્જિદમાં જ પ્રાપ્ત થાય છે, તે વધુ ને વધુ સમય મસ્જિદમાં રહેવા ઈચ્છે છે) અને મુનાફિકની

મિસાલ–ઉદાહરણ મસ્જિદમાં એવું છે જેમ કે પિંજરામાં પક્ષી કેદ હોય (જેથી પ્રતિપળે તે ઉડીને બહાર નીકળવાની ફિકર–ચિંતામાં રહે.) સાર એ કે મુનાફિક માણસ ઈબાદત માટે ખૂબ થોડો સમય મસ્જિદમાં રોકાય છે; બલકે પોતાને જાણે તે કેદમાં સપડાઈ ગયો એમ સમજે છે. અલ્લાહ તઆલા મસ્જિદો પ્રત્યે દરેકને મુહબ્બત અતા ફરમાવે, આમીન !) (મિરકાત, ફુયૂઝે યઝદાની)

મસ્જિદની ચટાઈ જેના પર નમાઝ પઢવામાં આવે છે તેને હાથથી ખોલવી જોઈએ. પગો વડે ઠોકર મારી ખોલવી–બિછાવવી એ બેઅદબી છે. ફુકહા (રહ.) ફરમાવે છે કે, મસ્જિદના ધૂળ–કચરાને નાપાક અને બેઅદબીની જગામાં ન નાખવામાં આવે, કારણ કે તે તા'ઝીમને પાત્ર છે. (ફતાવા રહીમિય્યહ ભાગ–૩)

મસ્જિદમાં નાસમજ, નાના ભૂલકાંઓને ન લાવો. શાયદ પેશાબ કરી દે, રડવા મંડી પડે, શરારત–મસ્તી, તોફાન કરવા માંડે યા નમાઝીના આગળથી દોડવા માંડે.

## નમાઝના ફરાઈઝ

નમાઝના ફર્ઝના બે પ્રકાર છે : અમુક તે છે જેને નમાઝ શરૂ કરતાં પહેલાં અથવા નમાઝ શરૂ કરતી વખતે પૂરા કરવામાં આવે છે. આ પ્રકારના ફર્ઝોને નમાઝની શર્તો

કહેવામાં આવે છે.

અમુક ફર્ઝો તે છે જેને નમાઝની અંદર કરવામાં આવે છે. આવા ફર્ઝોને નમાઝના રુકનો કહેવામાં આવે છે.

**નમાઝની શર્તો-બહારના ફર્ઝો :**

(૧) નમાઝનો વખત હોવો.

(૨) નમાઝીના શરીરનું નજાસતે હકીકી અને હુકમીથી પાક હોવું.

(૩) નમાઝીના બધા કપડાંઓનું પાક હોવું.

(૪) નમાઝની જગ્યાનું પાક હોવું.

(૫) નમાઝીના સતરનું છુપાયેલી હાલતમાં હોવું.

(૬) કિબ્લા તરફ રુખ કરવું.

(૭) નમાઝની નિય્યત કરવી.

**નમાઝના રુકનો-અંદરના ફરાઈઝ :**

(૧) તકબીરે તહરીમા કહેવી. (અમુક ફુકહાએ તકબીરે તહરીમાને શર્ત ગણી છે.)

(૨) કિયામ કરવો.

(૩) કિરા'ત કરવી એટલે કે કુર્આન શરીફ પઢવું.

(૪) દરેક રકા'તમાં એક રુકૂઅ કરવો.

(૫) એક રકા'તમાં બે સિજદહ કરવા.

(૬) છેલ્લો કાઈદહ કરવો.

## નમાઝના વાજિબાત

(૧) ફર્ઝ નમાઝની પહેલી બે રકા'તને કિરા'ત માટે નક્કી કરવી.

(૨) અલ્હમ્દુ શરીફ પઢવી. (ફર્ઝની ત્રીજી અને ચોથી રકા'તમાં અલ્હમ્દુ પઢવી સુન્નત છે.)

(૩) અલ્હમ્દુ પછી કોઈ સૂરત અથવા મોટી એક આયત કે ત્રણ નાની આયતો પઢવી. (ફર્ઝની ત્રીજી અને ચોથી રકા'તમાં જાણીબુઝીને અલ્હમ્દુ પછી સૂરત પઢવી મકરૂહે તન્ઝીહી છે.)

(૪) અલ્હમ્દુને સૂરતથી પહેલાં પઢવી.

(૫) દરેક અરકાનને તરતીબથી અદા કરવા–ક્રમ જાળવવો.

(૬) કવમહ કરવો–રુકૂઅ કરીને સીધા ઊભા થવું.

(૭) જલ્સહ કરવો. બન્ને સિજદાઓ વચ્ચે સીધા બેસી જવું.

(૮) રુકૂઅ–સિજદહ વગેરેને સંતોષપૂર્વક અદા કરવા.

(૯) ત્રણ યા ચાર રકા'તવાળી નમાઝમાં પહેલો કાઈદહ કરવો—અત્તહિય્યાત પઢી શકાય એટલી વાર બેસવું.

(૧૦) બંને કા'દાઓમાં અત્તહિય્યાત પઢવી.

(૧૧) સલામના શબ્દો વડે નમાઝ પૂરી કરવી.

(૧૨) વિત્રની નમાઝમાં દુઆએ કુનૂત પઢવું.

(૧૩) બંને ઈદોમાં વધારાની છ તકબીરો કહેવી.

(૧૪) ઈમામે ઝહરી નમાઝમાં દા. ત. મગરિબ, ઈશાની પહેલી બે રકા'ત અને ફજર, જુમ્આ, ઈદૈન અને તરાવીહની દરેક રકા'તમાં અવાજથી કિરા'ત કરવી અને સિર્રી નમાઝમાં દા. ત. ઝોહર, અસર વગેરે નમાઝોમાં ધીમેથી કિરા'ત કરવી.

**નોટ** : જાણીબુઝીને વાજિબ છોડનારે ફરીથી નમાઝ પઢવી વાજિબ છે અને ભૂલથી છૂટી જાય તો સિજદએ સહ્વ કરવાથી નમાઝ સહીહ થઈ જશે.

(દુ. શામી–૧ના આધારે)

હવે નમાઝની બહારના ફર્ઝો અને અંદરના ફર્ઝો તેમજ વાજિબાત, સુન્નતો વગેરે ખાસ ખાસ બાબતોને વિસ્તારપૂર્વક નમાઝની તરતીબ પ્રમાણે લખવામાં આવે છે, એને ધ્યાનથી વાંચો અને વંચીને અમલમાં મૂકવાની કોશિશ કરો.

# નમાઝના વખતો અને તેની રકા'તો

નમાઝને તેના નિયુક્ત થયેલ સમયે પઢવી ફર્ઝ છે. વખત પહેલાં પઢી લેવાથી નમાઝ થશે નહિ અને વખત પૂરો થઈ ગયા પછી પઢવાથી તે નમાઝ કઝા કહેવાશે એટલે અહીં નમાઝોનો નક્કી સમય દર્શાવવામાં આવે છે જે ફતાવા મહમૂદિય્યહ ભાગ–૨ માંથી લેવામાં આવેલ છે અને સાથે સાથે નમાઝની રકા'તો પણ લખવામાં આવે છે.

**ફજર** : ફજરનો વખત સુબ્હે સાદિકથી શરૂ થઈને સૂર્યોદયથી કંઈક પહેલાં સુધી રહે છે. જ્યારે સૂરજનો કિનારો નીકળી જાય ત્યારે ફજરનો વખત પૂરો થઈ જાય છે. આ પૂરો વખત કામિલ–સંપૂર્ણ છે. ફજરની ચાર રકા'ત છે : બે રકા'ત સુન્નતે મુઅક્કદહ અને બે રકા'ત ફર્ઝ.

**ઝોહર** : ઝોહરનો વખત ઝવાલે આફતાબ–સૂરજના ઢળવાથી શરૂ થાય છે અને મિષલૈન સુધી રહે છે એટલે કે બરાબર અડધા દિવસના વખતે જે પડછાયો હતો તેના સિવાય દરેક ચીજનો પડછાયો ડબલ થઈ જાય ત્યાં સુધી રહે છે. આ પૂરો વખત કામિલ છે. ઝોહરની બાર રકા'ત છે : ચાર રકા'ત સુન્નતે મુઅક્કદહ, ચાર રકા'ત ફર્ઝ, બે રકા'ત સુન્નતે મુઅક્કદહ અને બે રકા'ત નફલ.

**અસર** : અસલી પડછાયા સિવાય દરેક ચીજનો પડછાયો ડબલ થવા પછીથી અસરનો વખત શરૂ થઈ જાય છે અને ગુરૂબ (સૂર્યાસ્ત) સુધી રહે છે; પરંતુ સૂરજ પીળો પડવાથી પહેલાંનો વખત મુસ્તહબ છે અને તે પછી સૂર્યાસ્ત સુધી મકરૂહ થઈ જાય છે. અસરની આઠ રકા'ત છે : ચાર રકા'ત સુન્નતે ગેર મુઅક્કદહ અને ચાર રકા'ત ફર્ઝ.

**મગરિબ** : સૂર્યાસ્તથી મગરિબનો વખત શરૂ થઈ જાય છે. તારાઓ ખૂબ ફેલાઈ જાય તે પહેલાં પહેલાંનો વખત મુબાહ (જાઈઝ) રહે છે અને જ્યારે તારાઓ ખૂબ ફેલાઈ જાય તો મકરૂહ વખત શરૂ થઈ જાય છે અને શફકે અબ્યઝ (સફેદ રોશની)ના ગાયબ થવા પર મગરિબનો વખત ખતમ થઈ જાય છે. (હિંદુસ્તાન અને પાકિસ્તાનના ઈલાકાઓમાં કમથી કમ સવા કલાક અને વધુમાં વધુ દોઢ કલાક સુધી મગરિબનો વખત રહે છે.) મગરિબની સાત રકા'ત છે : ત્રણ રકા'ત ફર્ઝ, બે રકા'ત સુન્નતે મુઅક્કદહ અને બે રકા'ત નફલ.

**ઈશા** : શફકે અબ્યઝ (સફેદ રોશની)ના ગાયબ થઈ જવાથી ઈશાનો વખત શરૂ થઈ જાય છે અને સુબ્હે સાદિકથી પહેલાં સુધી રહે છે. સુબ્હે સાદિકના તુલૂઅ થવા પર વખત પૂરો થઈ જાય છે અને તેમાં એક તિહાઈ (૧/૩) રાત સુધીનો વખત મુસ્તહબ રહે છે અને અડધી રાત

સુધીનો વખત મુબાહ–જાઈઝ રહે છે અને તે પછી મકરૂહ થઈ જાય છે. ઈશાની સત્તર રકા'ત છે : ચાર રકા'ત સુન્નતે ગેર મુઅક્કદહ, ચાર રકા'ત ફર્ઝ, બે રકા'ત સુન્નતે મુઅક્કદહ, બે રકા'ત નફલ, ત્રણ રકા'ત વિત્ર અને બે રકા'ત નફલ.

## મકરૂહ વખતો

નીચે જણાવેલ ત્રણ વખતમાં કોઈ પણ નમાઝ પઢવી મકરૂહે તહરીમી (હરામના નજદીક) છે. ચાહે તે નમાઝ અદા હોય, કઝા હોય અથવા નફલ હોય, અહિં સુધી કે તિલાવતનો સિજદો કરવાની અને જનાઝાની નમાઝ પઢવાની પણ મનાઈ છે.

(૧) **સૂર્યોદય વખતે** : સૂરજનો કિનારો નીકળે ત્યારથી લઈ સૂરજના એક નેઝા બરાબર બલંદ થતાં સુધી એટલે કે સૂર્ય ઉગવાના સમયથી લઈ પંદર મિનિટ સુધી.

(૨) **નિસ્ફુન્નહાર** :– અડધા દિવસ પર એટલે કે સૂર્ય બિલકુલ માથા પર આવે ત્યારે અને એહતિયાત–સાવધાની અને વધુ બચાવ અર્થે સૂર્યના માથા પર આવવાના સમયથી દસ–બાર મિનિટ પહેલાં અને તે પછી દસ–બાર મિનિટ સુધીના વખતમાં.

**(૩) સૂર્યાસ્ત વખતે :-** સૂર્યમાં લાલાશ આવવા લાગે (સૂર્ય પીળો પડવા લાગે) અને તેની તેજી–તીવ્રતા ખતમ થઈ જાય ત્યારથી લઈ ગુરૂબ સુધી એટલે કે ગુરૂબને પંદર મિનિટ બાકી હોય ત્યારથી લઈ ગુરૂબ સુધીના સમયમાં.

અલબત્ત, જો કોઈ જનાઝો આ મકરૂહ વખતમાં જ તૈયાર થઈને આવ્યો હોય તો તેની નમાઝ પઢવી જાઈઝ છે અથવા જો કોઈના ઉપર આ જ વખતમાં સિજદએ તિલાવત વાજિબ થયો હોય તો તે કરાહતે તન્ઝીહીની સાથે જાઈઝ છે.

**નફલના મકરૂહ વખતો :**

(૧) સુબ્હે સાદિકથી લઈ સૂરજ નીકળતા સુધીના વખતમાં ફજરની બે રકા'ત સુન્નત અને બે ફર્ઝ સિવાય કોઈ પણ નફલ નમાઝ પઢવી મકરૂહ છે. અલબત્ત, કઝા નમાઝ અને સિજદએ તિલાવત અદા કરી શકે છે.

(૨) અસરની ફર્ઝ નમાઝ પઢી લીધા પછીથી લઈ સૂરજ પીળો પડવા લાગે ત્યાં સુધી એટલે કે અસરના ફર્ઝ પઢવા પછીથી લઈ ગુરૂબ થવાને હજુ પંદર મિનિટ બાકી હોય તે સમય દરમિયાન પણ નફલ નમાઝ પઢવી મકરૂહ છે. અલબત્ત, કઝા નમાઝ પઢી શકે છે, (પરંતુ બેહતર છે કે એકાંતમાં પઢે, લોકોની સામે

ન પઢે) અને સિજદએ તિલાવત અદા કરવો પણ જાઈઝ છે.

**નોટ :** ૧ જયારે સૂરજ ગુરૂબ થવા લાગે–પીળો પડવા લાગે એટલે કે ગુરૂબને પંદર મિનિટ બાકી હોય ત્યારથી લઈ ગુરૂબ સુધીના વખતમાં તે જ દિવસની અસરની નમાઝ પઢી શકાય નથી તો આ સમયે તે અસરની નમાઝ પઢી શકાય છે. કરાહતે તહરીમીની સાથે નમાઝ અદા થઈ જશે એટલે કે તેને પઢી જ લે, કઝા ન થવા દે. હા, તેના આગળના દિવસોમાં છૂટેલી અસરની નમાઝ તે દિવસ પછી બીજા દિવસોમાં સૂરજ ગુરૂબ થવા લાગે ત્યારે પઢવી જાઈઝ નથી.

**નોટ :** ૨ અહનાફના નજદીક જુમ્આના દિવસે પણ બપોરના મકરૂહ વખતમાં કોઈપણ નમાઝ પઢવી જાઈઝ નથી. જે લોકો જુમ્આના દિવસે બપોરના આ મકરૂહ વખતમાં તહિય્યતુલ્ મસ્જિદ અથવા બીજી નફલ નમાઝ પઢવા લાગે છે તેમણે ઘડિયાળ જોઈને કાળજી રાખી આનાથી બચવું જોઈએ અને તે વખતે તિલાવત અથવા ઝિક્ર–તસ્બીહમાં મશગુલ રહેવું જોઈએ.

જયારે ખૂબ ભૂખ લાગી હોય અને ખાવું પણ સામે આવી ગયું હોય અથવા સંડાસ–પેશાબનો ભારે તકાઝો હોય તે સમયે પણ નમાઝ પઢવી મકરૂહ છે.

(શામી–૧, ફ. રહીમિય્યહ, ફ. મહમૂદિય્યહના આધારે)

# શરીર, કપડાં અને જગાની પાકી

બદન પર લાગેલી નાપાકીને દૂર કરવી જોઈએ અને જો શરીરના અમુક ભાગોમાંથી નાપાકી નીકળી હોય જેમ કે પેશાબ, પાખાનું, મની, મઝી, ઔરતોને માસિક–હૈઝ, નિફાસનું ખૂન ચાલુ થવું વગેરે વગેરે....તો આ સૂરતોમાં માણસનું શરીર નાપાક કહેવાશે, ભલેને નાપાકી શરીર પર દેખાતી ન હોય.

પેશાબ, પાખાનું, મઝી વગેરેથી વુઝૂ તૂટી જાય છે અને આવેશ તથા શહવતની સાથે મની–વીર્ય નીકળવાથી, એહતિલામ–સ્વપ્નદોષ થવાથી, ઔરત સાથે હમબિસ્તર થવાથી એટલે કે સ્ત્રીની યોનીમાં પુરુષની ઈન્દ્રીની સોપારીનો ભાગ દાખલ થવાથી પુરુષ અને સ્ત્રી બંને ઉપર ગુસલ વાજિબ થઈ જાય છે. ચાહે ઈન્ઝાલ ન થયું હોય– વીર્ય ન નીકળ્યું હોય અને હૈઝ, નિફાસ, પ્રસુતિવસ્થાના ખૂન બંધ થવાથી ઔરતો ઉપર ગુસલ ફર્ઝ થઈ જાય છે.

કપડાંને તેમજ શરીરને પેશાબના છાંટા તેમજ બીજી નાપાકીથી બચાવો. હંમેશા પાકસાફ રહેવું એ ઈમાનની નિશાની છે. આજે કેટલાક નવજુવાનોને નમાઝ પઢવાનું કહેવામાં આવે છે તો તેઓ આ બહાનું કાઢે છે કે, મારા કપડાં નાપાક છે. તૌબા, તૌબા ! મુસલમાન નાપાક કેવી રીતે રહી શકે ?

ઘણી–ખરી જુવાન ઔરતો પણ નમાઝ માટે બહાનું કાઢે છે કે મારે છાણ, વાસીદું કરવું પડે છે. નાના બાળકો કપડામાં પેશાબ કરી દે છે. એટલે કપડાં નાપાક થઈ જાય છે. વાહ રે ! પંદરમી સદીની મુસલમાન ખાતૂન ! બહારગામ જવાનું હોય, શાદી વગેરેના ટાંકણામાં જવાનું હોય (ભલેને રોજ ને રોજ જવાનું થાય) તો પાકસાફ રહી શકાય અને નમાઝ માટે કહે છે કે મારા કપડાં નાપાક છે ! શું નમાઝના માટે એકાદ જોડ અલગ કપડાં ન રાખી શકાય કે જેને નમાઝના સમયે પહેરી, પછી કાઢી નંખાય.

યાદ રાખો, વધુ પડતો કબ્રનો અઝાબ પેશાબથી ન બચવાને કારણે થાય છે.

ઔરતોને પાક, નાપાક કપડાં અલગ ધોવાનું શીખવાડો. મોટાભાગે એવું થાય છે કે નાના છોકરાંના પોલકાં, ચડ્ડીઓ જેમાં તેઓ પેશાબ કરી દે છે અથવા મોટા માણસોના નાપાક જાંઘિયા, લૂંગી, ચાદરો–આ બધું એક સાથે બીજા પાક કપડાં (જે મેલાં થયેલ છે) સાથે ભેગાં એક મોટા તપેલામાં રાખવામાં આવે છે. તેમાં સર્ફ, સાબુ નાખી પાણીથી એકરસ કરવામાં આવે છે અને પછી જેમ ફાવે તેમ એક સાથે ધોઈ નંખાય છે. આનાથી તો જે પાક કપડાં હતાં તે પણ નાપાક થઈ ગયાં. કંઈક આ જ પ્રમાણેની હાલત મશીનથી ધોવામાં આવતાં કપડાંની થાય છે. જયારે કે પાક–નાપાક કપડાં ભેગાં હોય છે.

(નાપાક કપડાંને પાણીથી બરાબર ધોઈ ત્રણ વખત નિચોવવા જરૂરી છે) એટલા માટે નાપાક કપડાંને અલગ ધોવો. સૌ પ્રથમ નાપાકી લાગેલી હોય તો દૂર કરી ધોઈ ત્રણ વખત નિંચોવો.

જો કોઈ માણસે ફક્ત માટીના ઢેફાંથી ઈસ્તિન્જો કર્યો હોય તો હવે નમાઝથી પહેલાં પાણીથી ઈસ્તિન્જો કરે. પછી નમાઝ પઢે, પરંતુ જો જમાઅત ન મળવાનો યા છૂટી જવાનો ભય હોય અને તેણે ફક્ત ઢેફાંથી ઈસ્તિન્જો કર્યો હોય અને એક દિરહમ યા એથી વધુ નાપાકી શરીર પર મવજાુદ નથી તો આવી હાલતમાં જમાઅતમાં શામિલ થઈ જાય. (ફતાવા મહમૂદિય્યહ–૨, તહતાવી)

જો રસ્તામાં વરસાદના પાણીના કારણે કાદવ–કીચડ થતો હોય અને તેમાં નજાસત, ગલાજત–નાપાકી અને ગંદકીનો અસર મહસૂસ ન થાય તો તે પાક છે. (કપડાં પર તેના છાંટા ઉડે તો તે પાક કહેવાશે–તેને ધોવાની જરૂર નથી જ્યારે કે નજાસતનો અસર માલમ ન પડે.)

(ફતાવા મહમૂદિય્યહ–૨, શામી)

નમાઝ પઢવાની કમથી કમ એટલી જગ્યા તો પાક હોવી જ જોઈએ જ્યાં નમાઝીના બદનનો કોઈ ભાગ લાગે છે.

# સતરપોશી

જે પ્રમાણે નમાઝની બહાર દરેક મર્દ–ઔરતે સતર છુપાવવું ફર્ઝ છે, તે જ પ્રમાણે નમાઝમાં પણ જરૂરી છે.

(**મર્દ માટે જરૂરી સતર** : દૂંટીથી ઘૂંટણ સુધી (ઘૂંટણ પણ સતરમાં દાખલ ગણાશે.)

ઔરતનું પૂરું બદન સતર છે. જરૂરી સતર : ચહેરો, પહોંચાઓ સુધી હાથ અને ઘૂંટીઓ સુધી પગના સિવાય પૂરું બદન. (બહરુર્રાઈક ભાગ–૧)

નમાઝમાં સતરનો કોઈ ભાગ (જે છુપાવવો ફર્ઝ છે) તેમાંથી કોઈપણ અવયવનો ચોથો ભાગ અચાનક ખુલી જાય (દા.ત. જાંઘનો ચોથાઈ ભાગ ખુલી ગયો યા ઔરતના માથાનો યા કાન, વાળ, પિંડલીનો ચોથો ભાગ ખુલી ગયો) તો જો ત્રણ વાર "સુબ્હાનલ્લાહ" કહી શકાય એટલી વાર તે ભાગ ખુલ્લો રહ્યો તો નમાઝ તૂટી જશે અને જો એનાથી ઓછી વાર ખુલ્લો રહ્યો એટલે કે ખુલતાંની સાથે જ તે ભાગ ઢાંકી દીધો તો નમાઝ દુરુસ્ત–સહીહ થઈ ગઈ.

(તહતાવી મરાકિલ ફલાહ)

ઔરતે એવાં બારીક કપડાંમાં યા ખૂબ બારીક અથવા જાળીદાર ઓઢણી–દુપટ્ટો પહેરીને નમાઝ પઢવી જાઈઝ નથી, જેમાંથી તેની નીચેનો સતરનો ભાગ દેખાય શકે.

(બહરુર્રાઈક–૧)

# જિહતે કિબ્લા

નમાઝની શરૂઆતથી લઈ અંત સુધી નમાઝીનું રુખ કિબ્લા તરફ હોવું જરૂરી છે. સંજોગોવસાત્ ટ્રેનમાં નમાઝ પઢવી પડે, (જો કે મોટા ભાગે કોઈક મોટા સ્ટેશનના પ્લેટફૉર્મ પર પઢવાનો મોકો મળી જ જાય છે) તો ત્યાં પણ કિબ્લાની દિશાનો ખ્યાલ રાખે. નમાઝ દરમિયાન ગાડીનું રુખ બદલાઈ જવાની ખબર પડે તો નમાઝી પણ પોતાનું રુખ બદલી નાખે. (જદીદ મસાઈલકે શરઈ અહકામ)

જો કિબ્લા તરફ રુખ કરવાનું શક્ય ન હોય તો (હવે નમાઝ પૂરી કરી લે, પરંતુ) તે નમાઝને ફરી પઢવી જરૂરી રહેશે. (અઝીઝુલ્ ફતાવા પાક. ૩૧૮/૧)

વિમાનમાં પણ કિબ્લા રુખનો ખ્યાલ રાખી નમાઝ પઢવી જરૂરી છે. જો (વિમાનમાં હોય યા કોઈ એવી જગ્યાએ હોય જ્યાં) કિબ્લાની દિશા–જિહતની ખબર ન પડે અને પાસે કિબ્લાનુમા–હોકાયંત્ર પણ ન હોય તથા કોઈ કિબ્લો બતાવવાવાળો પણ ન હોય તો પોતાના દિલો–દિમાગથી કિબ્લાની જિહત મુતઅય્યન–નક્કી કરી નમાઝ પઢી લે. જો પાછળથી એમ જણાય કે જે તરફ નમાઝ પઢી એ કિબ્લાની જિહત ન હતી તો પણ નમાઝ થઈ જશે. વલ્લાહુ અઅ્લમ.

(જદીદ મસાઈલકે શરઈ અહ્કામ)

જો કોઈ કિબ્લો બતાવવાવાળો માણસ ત્યાં હોય; પરંતુ શરમના કારણે પૂછયું નહિ અને એમ જ નમાઝ પઢી લીધી તો નમાઝ થશે નહિ, એવા વખતે શરમ ન કરવી જોઈએ; બલકે પૂછીને નમાઝ પઢે. (બેહિશ્તી ઝેવર ભા.–૨)

પ્લેટફૉર્મ, ગાડી કે વિમાનમાં નમાઝ પઢવાની શરમ ન રાખવી જોઈએ. જ્યારે બીજા લોકો ટેલિવિઝન, રેડિયો, ગીત–સંગીત, પત્તાંની રમત વગેરે હજારો લોકોની વચમાં શરૂ કરી દે છે, જે તદ્દન બેકાર અને હરામ છે, તેમને શરમ નથી આવતી તો આપણે જ્યારે હક પર છીએ અને નમાઝ ફર્ઝ છે તો પછી નમાઝ પઢવામાં શરમ કેવી ?

## નિય્યત

નિય્યત એટલે દિલથી ઈરાદો કરવો. દા.ત. આ મુજબ ઈરાદો કરે કે હું આજની ઝોહરની ચાર રકા'ત ફર્ઝ નમાઝ પઢું છું યા ચાર રકા'ત સુન્નત પઢું છું. જો ઈમામની પાછળ પઢતો હોય તો આ પણ ઈરાદો કરે કે, હું આ નમાઝ આ ઈમામ પાછળ પઢું છું.

ઝુબાનથી બોલીને નિય્યત કરવી ફર્ઝ નથી. હા, ઝુબાનથી પણ કહી લે તો સારું છે; પરંતુ એને ફર્ઝની જેમ આદત ન બનાવી લે. અહિંયા સુધી કે કદાચ એવો મોકો

હોય કે ઝુબાનથી નિય્યત કરવામાં રકા'ત છૂટી જતી હોય તો (તેવા વખતે પણ ન છોડે; બલકે) તેવા સમયે ઈમામ સાથે શરીક થઈ જવું જોઈએ.

## તકબીરે તહરીમા

નમાઝ શરૂ કરવા માટે "અલ્લાહુ અકબર" કહી હાથ ઉઠાવી બાંધવાને તકબીરે તહરીમા કહેવામાં આવે છે અને આ તકબીર કહેવી ફર્ઝ–જરૂરી છે. હાથોને એટલા ઉઠાવો કે બંને હાથોના અંગુઠા કાનની ટીસીના બરાબર થઈ જાય, હાથોને બની શકે ત્યાં સુધી કિબ્લા રુખ રાખો. આંગળીઓને પોતાની હાલત પર રહેવા દો. હવે અલ્લાહુ અકબર કહી દૂંટીની નીચે ડાબો હાથ નીચે અને જમણો હાથ ઉપર રહે એવી રીતે બાંધો અને જમણા હાથની હથેળી ડાબા હાથની પીઠ ઉપર રાખી અંગુઠો તેમન છેલ્લી આંગળીનો ગોળ હલકો બનાવી, ડાબા હાથને પકડી લો અને વચલી ત્રણ આંગળીઓ મિલાવેલી હાલતમાં રાખી ડાબા કાંડા પર બિછાવી આપો. તકબીરે તહરીમા વખતે માથું ઝુકાવી ન દો.

ઔરત ખભા સુધી બંને હાથોને ઉઠાવી અલ્લાહુ અકબર કહી બંને હાથોને છાતી પર વર્તુળાકાર બનાવ્યા વગર એવી રીતે રાખે કે ફક્ત જમણો હાથ ઉપર હોય અને હાથ ઉઠાવતી વખતે પોતાના હાથોને ઓઢણી, બુરખામાંથી

બહાર ન કાઢે.

ઘણા માણસો તકબીરે તહરીમા વખતે અલ્લાહુ અકબર મોઢેથી બોલતા નથી, ફક્ત હાથ ઉઠાવી બાંધી દે છે. યાદ રાખો, અલ્લાહુ અકબર મોઢેથી બોલવું જરૂરી છે. ચાહે એકલા નમાઝ પઢતા હોય યા જમા'તની સાથે પઢતા હોય.

જમાઅતની સાથે નમાઝ પઢવાની હાલતમાં એટલો ખ્યાલ રાખો કે ઈમામની તકબીર પહેલાં તમારી તકબીર પૂરી ન થાય; બલકે ઈમામની તકબીર પ્રથમ પૂરી થાય અને એના પછી–બાદમાં પાછળ તરત જ તમારી તકબીર પણ પૂરી થાય તો વધુ સારું છે.

હંમેશા તકબીરે તહરીમા સાથે જમાઅતમાં શામિલ થવાની કોશિશ કરો. હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છેઃ જે માણસ ચાલીસ દિવસ સુધી ઈખ્લાસની સાથે એ રીતે નમાઝ પઢે કે એની કોઈ તકબીરે ઊલા–તકબીરે તહરીમા છૂટી ન જાય તો એને બે પરવાના આપવામાં આવે છે : (૧) જહન્નમથી આઝાદી અને (૨) નિફાકથી બરાઅત–છૂટકારો.

(તિરમિઝી)

તકબીરે તહરીમા વખતે વધુમાં વધુ અલ્લાહની અઝમત, કિબ્રિયાઈ અને તેની મહાનતાનો તસવ્વુર– ખ્યાલ રાખી પોતાની લાચારી, આજિઝી અને ઝિલ્લતનો

ખ્યાલ રાખો અને અલ્લાહ સિવાય દરેક વસ્તુની હકીકત કંઈ જ નથી તેનું ધ્યાન ધરી ઘણી જ આજિઝી અને નમ્રતાની સાથે દિલ અને ઝુબાનથી ''અલ્લાહુ અકબર'' કહો. અમુક આરિફીન–બુઝુર્ગોનું કથન છે કે પૂરી નમાઝની હકીકત ઈજમાલી–સંક્ષિપ્ત હકીકત ''અલ્લાહુ અકબર''માં સમેટાયેલી છે.

## કિયામ

કિયામ એટલે કે નમાઝમાં સીધા ઊભા રહેવું ફર્ઝ છે. (શરઈ ઉઝર–મજબૂરી વગર ફર્ઝ, વાજિબ નમાઝોનો કિયામ છોડવો જાઈઝ નથી.) કિયામ છોડવાથી નમાઝ થશે નહિ.

કિયામની હાલતમાં બંને પગોની વચમાં (ખાસ કરીને બંને એડીઓની વચમાં) લગભગ ચાર આંગળીઓ બરાબર અંતર રાખવું મુસ્તહબ છે. જો કોઈને વધુ બોડીના કારણે ઉઝર–તકલીફ હોય તો આનાથી વધારે અંતર રાખે.

કિયામની હાલતમાં પોતાની નજર સિજદાની જગ્યાએ રાખો અને પોતાના આખા શરીરને કિબ્લારુખ રાખવાનો ખ્યાલ રાખો. ઘણા લોકો આ તરફ ધ્યાન આપતા નથી.

બરાબર સીધા ઊભા રહો. બંને પગો પર સરખું વજન રાખો. એવું ન થાય કે વિના કારણે એક પગ પર વજન

રાખી બીજા પગને ફક્ત સહારા પૂરતો રાખવામાં આવે.

**એક આમ ભૂલ :** જમાઅત થઈ રહી છે. ઈમામ સા. રુકૂઅમાં છે. ઘણા માણસો ચાલી રહેલ રકા'તને હાસિલ કરવા માટે જલદી, બરાબર જગા પર ઊભા થયા–ન થયા (સીધા) રુકૂઅમાં ચાલ્યા જાય છે અને અમુકને અલ્લાહુ અકબર કહેવાની ફુરસદ પણ મળતી નથી. બસ, ફક્ત કોલ બાંધીને રુકૂઅમાં ! હાલાં કે કિયામ જે ફર્ઝ છે તે છૂટી ગયો અને તકબીરે તહરીમા બિલકુલ છૂટી ગઈ એટલે નમાઝ થશે નહિ.

જો કોઈ માણસે તકબીરે તહરીમા ઊભા થઈ ન કહી; બલકે એ પ્રમાણે ઝુકતાં ઝુકતાં કહી કે રુકૂઅમાં તકબીર પૂરી થઈ તો તેની નમાઝ સહીહ થશે નહીં.

(ફતાવા મહમૂદિય્યહ–૨)

પરંતુ જો (કિયામની ફર્ઝ મિકદારની અદાયગી સાથે) રુકૂઅમાં જતી વખતે તકબીર કહી છે તો નમાઝ અદા થઈ જશે. આ તકબીરને ફુકહાએ કિરામે તકબીરે તહરીમા જ ઠરાવી છે. (ફતાવા દારુલ ઉલૂમ)

સહીહ તરીકો આ છે કે બરાબર ઊભા રહી તકબીરે તહરીમા કહો ત્યાર પછી રુકૂઅની તકબીર ''અલ્લાહુ અકબર'' કહી ઈમામ સાથે રુકૂઅમાં શામિલ થાઓ.

# સના-અઉઝુ-બિસ્મિલ્લાહ

આ ત્રણેય સુન્નત છે અને આ ત્રણેયને આહિસ્તા પઢવું પણ સુન્નત છે સના એટલે અલ્લાહની તા'રીફ-વખાણ. નમાઝ શરૂ કર્યા પછી તરત જ સના પઢવાની છે. પૂરી સના આ પ્રમાણે છે :

سُبْحَانَكَ اللّٰهُمَّ وَبِحَمْدِكَ
وَتَبَارَكَ اسْمُكَ وَتَعَالٰى جَدُّكَ
وَلَا إِلٰهَ غَيْرُكَ ط

**સુબ્હાનકલ્લાહુમ્મ વબિહમ્દિ-ક વ તબારકસ્મુ-ક વ તઆલા જદુક વલા ઈલા-હ ગયરુક.**

(અર્થ : હે અલ્લાહ ! હું તારી તા'રીફની સાથે તારી પાકી બયાન કરું છું. તારું પાક નામ ઘણું જ મુબારક છે. તું ઘણી જ અઝમત-બુઝુર્ગીવાળો છે. તારા સિવાય કોઈ પણ ઈબાદત અને બંદગીના લાયક નથી.)

અહિંયા આ વાત સમજી લો કે "સના" શબ્દ શીર્ષક છે. આ સના શબ્દને પઢવાનો નથી. ઘણા લોકો આ પ્રમાણે પઢે છે : સના સુબ્હાનકલ્લાહુમ્મ...આ ખોટું છે; બલકે ફક્ત સુબ્હાનકલ્લાહુમ્મથી શરૂ કરો. પછી આ મુજબ પૂરી

અઊઝુબિલ્લાહિ.....અને બિસ્મિલ્લાહિ......પઢો :

اَعُوْذُبِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ ط

**અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ**

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.**

ત્યાર પછી કિર્અત શરૂ કરો.

## કિર્અત

ફર્ઝ નમાઝોની પહેલી બે રકા'તોમાં અને સુન્નતો, નવાફિલ તથા વિત્રની દરેક રકા'તમાં એક મોટી આયત અથવા ત્રણ નાની આયતોના બરાબર કિર્અત ફર્ઝ છે.

ફર્ઝ નમાઝોની પહેલી બે રકા'તોમાં અને વિત્ર તથા નવાફિલની દરેક રકા'તમાં સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ) પઢવી વાજિબ છે અને ફર્ઝ નમાઝની પાછલી બે રકા'તમાં સુન્નત છે. (બહરુર્રાઈક ભાગ–૧, પે. ૨૯૬)

સૂરએ ફાતિહાના ખતમ થયા પછી આહિસ્તા–ધીમેથી 'આમીન' કહી બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢવી.

ત્યાર પછી કુર્આન શરીફની કોઈ સૂરત પઢવી.

સૂરએ ફાતિહા અને પછીની સૂરતની વચમાં બિસ્મિલ્લાહ પઢવી અફઝલ અને બેહતર છે. ચાહે સિર્રી નમાઝ હોય યા જહરી.

(મઆરિફુલ કુર્આન–૧, મુસ્તફાઈ આવૃત્તિ, ફતાવા રહીમિય્યહ–૪)

જે મર્દ અથવા ઔરતને ફક્ત અલ્હમ્દુ જ યાદ હોય અથવા કોઈ આયત યા સૂરત યાદ છે તો દરેક નમાઝની દરેક રકા'તમાં તેને જ પઢે. ફર્ઝ અને વાજિબ બંને અદા થઈ જશે; પરંતુ તેના માટે જરૂરી છે કે કોશિશ કરીને બીજી સૂરતો પણ મોઢે કરી લે. જો કોઈને કંઈ જ આવડતું નથી તો શીખતાં સુધી કિર્અતની જગ્યાએ સુબ્હાનલ્લાહ, અલ્હમ્દુ લિલ્લાહ પઢતો રહે. (બેહિશ્તી ઝેવર)

ઈમામની પાછળ જમાઅત સાથે નમાઝ પઢતા હોય ત્યારે તે મુક્તદીએ કિયામની હાલતમાં ચૂપચાપ ઊભા રહેવાનું છે. ઈમામની કિર્અત સંભળાતી હોય તો ધ્યાન આપી સાંભળે; પરંતુ તે કિર્અત ન પઢે અને ન સંભળાતી હોય તો તે ખામોશ ઊભો રહે. અમુક માણસો ઈમામની સાથે સાથે પઢે છે તે ખોટું છે.

ફર્ઝ નમાઝની ફક્ત પહેલી બે રકા'તમાં જ અલ્હમ્દુ પછી સૂરત પઢવાની છે. ઘણા લોકો ફર્ઝની દરેક રકા'તમાં

અલ્હમ્દુ પછી સૂરત પઢે છે–તેમ ન કરવું જોઈએ; પરંતુ જો કોઈએ ફર્ઝની પાછલી બે રકા'તમાં અલ્હમ્દુ પછી સૂરત પઢી લીધી તો સહ્વના સિજદા વાજિબ થશે નહીં.

(શામી–૪૭૮/૧)

કિર્અત વખતે ઝુબાનની હરકત જરૂરી છે. ઝુબાનથી હરફ અદા થવાની દલીલ આ છે કે હોઠ પણ હરકત કરે; બલકે પોતે સાંભળી શકે તે રીતે પઢવું વધુ બેહતર છે.

અમુક માણસો એકલા નમાઝ પઢતા હોય ત્યારે પણ બિલકુલ સૂનમૂન, કિર્અત માટે હોઠ હલાવ્યા વગર ઊભા રહી રુકૂઅ–સિજદા કરી નમાઝ પઢી લે છે, તે ગલત છે. ફક્ત સોચવા–વિચારવાથી અથવા દિલના ઈરાદાથી કિર્અત અદા થશે નહીં.

સૂરએ ફાતિહા પછી પઢવામાં આવતી સૂરતોને તરતીબથી–ક્રમવાર પઢો. દા.ત. પહેલી રકા'તમાં અલમતર કય્ફ....પઢી તો બીજી રકા'તમાં લિઈલાફી.. પઢો અથવા પહેલી રકા'તમાં તબ્બત યદા.....પઢી તો બીજીમાં કુલ હુવલ્લાહ.....પઢો એનાથી વિરુદ્ધ પઢવું મકરૂહ છે. દા. ત. પહેલી રકા'તમાં સૂરએ નાસ અને બીજી રકા'તમાં સૂરએ ફલક અથવા પહેલી રકા'તમાં સૂરએ કાફિરુન અને બીજીમાં ઈન્ના અઅ્તય્ના......

નમાઝમાં બાળકોને પઢાવવામાં આવતા પારએ

અમ્મહના સીપારાના ઊલટા ક્રમ પ્રમાણે ન પઢવું જોઈએ; બલકે કુર્આન શરીફની તરતીબ પ્રમાણે પઢવું જોઈએ.

(બેહિશ્તી ઝેવર)

એક રકા'તમાં એક સૂરત પઢયા પછી બીજી રકા'તમાં તેની સાથેની સૂરત પઢવી અથવા બે સૂરતો છોડી તે પછીની સૂરતોમાંથી કોઈ સૂરત પઢવી. મતલબ કે બે સૂરતોની વચમાં કમથી કમ બે સૂરતો વડે અંતર કરવું. જાણીબુઝીને વચમાં ફક્ત એક સૂરત છોડવી મકરૂહ છે. દા. ત. પહેલી રકા'તમાં 'અલમ તર'...અને બીજીમાં 'અરઅય્ત' પઢી તો વચમાં લિઈલાફી....' છૂટી ગઈ એમ ન કરવું જોઈએ; બલકે બીજી રકા'તમાં ચાહે તો 'લિઈલાફી' પઢવી અથવા 'લિઈલાફી'... અને 'અરઅય્ત'... પછીની સૂરતોમાંથી જે ચાહે તે પઢવી. જો ભૂલથી આના વિરુદ્ધ પઢાય જાય તો મકરૂહ પણ નથી અને કોઈ જાતનો વાંધો પણ નથી. (બેહિશ્તી ઝેવર)

પહેલી રકા'તમાં મોટી સૂરત અને બીજીમાં નાની અથવા પહેલીના બરાબર સૂરત પઢવી. પહેલી રકા'તમાં જાણીબુઝીને નાની સૂરત અને બીજી રકા'તમાં મોટી સૂરત પઢવી મકરૂહ છે. કુર્આન શરીફ ખોલી જોતાં જાઓ અને દિમાગમાં બેસાડતા જાઓ.

ઔરતે દરેક હાલતમાં કિર્અત આહિસ્તા–ધીમેથી કરવી.

# રુકૂઅ

**રુકૂઅની તસ્બીહ :**

سُبْحَانَ رَبِّيَ الْعَظِيْمِ

**સુબ્હા–ન રબ્બિયલ અઝીમ.**

કિર્અત પૂરી થયા પછી અલ્લાહુ અકબર કહી રુકૂઅમાં જાઓ. એક રુકનમાંથી બીજા રુકનમાં જતી વખતે અલ્લાહુ અકબર કહેવું સુન્નત છે.

**રુકૂઅનો સહીહ તરીકો આ પ્રમાણે છે :**

બંને હાથો વડે ઘૂંટણોને પકડવા, હાથની આંગળીઓ ખુલ્લી રાખવી, પિંડલીઓને પણ સીધી રાખવી. ત્રણવાર **સુબ્હાન રબ્બિયલ અઝીમ** પઢવું મસ્નૂન છે. પોતાની નજર પગોની પાટલી તરફ રાખવી. હાથોને પોતાના બાજુઓથી અલગ રાખવા અને એટલું વળવું–નમવું કે માથું, પીઠ અને સૂરીન આ ત્રણેય ભાગ એક સરખા થઈ જાય. એકલા નમાઝ પઢનારે રુકૂઅ, સિજદાની તસ્બીહને ત્રણથી વધુવાર એકી સંખ્યામાં એટલે કે પાંચ, સાત અથવા નવ વખત પઢવી મુસ્તહબ છે.

**ખાસ યાદ રાખો** : રુકૂઅમાં કમથી કમ એક વખત શાંતિથી **સુબ્હાનલ્લાહ** કહી શકાય એટલી વાર રહેવું વાજિબ છે.

નમાઝમાં હાથની આંગળીઓ ખુલ્લી–મિલાવેલી રાખવા વિશેની ત્રણ હાલતો છે. રુકૂઅની હાલતમાં ખુલ્લી રાખવી, સિજદાની હાલતમાં મિલાવેલી રાખવી અને આ સિવાય દરેક હાલતમાં આંગળીઓને તેની હાલતમાં રહેવા દેવી.

અમુક માણસો રુકૂઅમાં બરાબર ઝુકતા નથી, ફક્ત નામનો જ રુકૂઅ કરે છે. અમુક માણસો એટલા બધા ઝુકે છે કે માથું એકદમ નીચું નમાવી દે છે. અમુક માણસો હાથોને ફક્ત ઘૂંટણો પર જેમ ફાવે તેમ મૂકે છે–પકડતા નથી. અમુક એટલી બધી ઉતાવળ કરે છે કે એક વખત પણ સુબ્હાનલ્લાહ ન કહી શકાય, જેવી રીતે મરઘી દાણા ચરે છે. મજકૂર બાબતો તરફ ધ્યાન આપી રુકૂઅને સહીહ અને સુન્નત તરીકા મુજબ કરવાની કોશિશ કરો.

ઔરત રુકૂઅ કરતી વખતે પોતાના હાથોની આંગળીઓ ખુલ્લી ન રાખે; બલકે આંગળીઓને મિલાવીને ઘૂંટણો પકડે અને એટલી નમે કે એના બંને હાથ ઘૂંટણો સુધી પહોંચી જાય અને હાથોને શરીરની બંને બાજુઓ સાથે મિલાવીને રાખે.

## કવમહ

**તસ્મીઅ :**

سَمِعَ اللّٰهُ لِمَنْ حَمِدَهٗ

**સમિઅલ્લાહુ લિમન્ હમીદહ્**

**તહમીદ :**

رَبَّنَا لَكَ الْحَمْدُ

**રબ્બના લકલ્ હમ્દ**

રુકૂઅ પૂરો કર્યા પછી સિજદહમાં જવા પહેલા નમાઝીના બરાબર ઊભા થવાની હાલતને કવમહ કહેવામાં આવે છે અને કવમહ વાજિબ છે.

કવમહનો સહીહ તરીકો આ પ્રમાણે છે : રુકૂઅ પછી ઊભા થતી વખતે "**સમિઅલ્લાહુ લિમન હમિદહ**" કહી બરાબર સીધા ઊભા થવું અને શાંતિથી કમથી કમ એક વખત સુબ્હાનલ્લાહ કહી શકાય એટલી વાર થોભવું અને "**રબ્બના લકલ હમ્દ**" કહેવું.

એકલા નમાઝ પઢનારે "**સમિઅલ્લાહુ લિમન**

**હમિદહ''** અને **''રબ્બના લકલ હમ્દ''** બંને કહેવું. ઈમામ પાછળ પઢનાર મુક્તદીએ ફક્ત **''રબ્બના લકલ હમ્દ''** કહેવું અને ઈમામે ફક્ત **''સમિઅલ્લાહુ લિમન્ હમિદહ''** કહેવું મસ્નૂન છે.

અમુક માણસો રુકૂઅથી બરાબર ઊભા થયા વગર સહેજ માથું ઊંચું કરી ડાયરેક્ટ સિજદામાં ચાલ્યા જાય છે. યાદ રાખો : કવમહ વાજિબ છે. ભૂલથી છૂટી જાય તો સહ્‌વના સિજદા કરવા વાજિબ છે અને જાણીબુઝીને છોડનારે ફરીથી નમાઝ પઢવી વાજિબ છે.

## કવમહથી સિજદહમાં જવાની સહીહ રીત

કવમહથી સિજદહમાં જવાની મસ્નૂન રીત આ છે કે બંને ઘૂંટણ જમીન પર મૂકતાં પહેલાં કમર–પીઠ અને છાતી ઝૂકવા ન પામે એટલે કે ઘૂંટણ જમીન પર ટેકવતાં પહેલાં આગળનું ધડ ઝૂકવું ન જોઈએ.

(અહસનુલ્ ફતાવા–૩)

કવમહથી સિજદહમાં જવા માટે બરાબર સીધાને સીધા રહીને જ સિજદો કરવો જોઈએ. નમ્યા વગર ઝુકવું

જોઈએ. એટલે કે રુકૂઅમાં જવા પ્રમાણે પીઠને ઝુકાવી ન દેવી જોઈએ. પરહેઝગાર, આલિમ–જાણકાર માણસે ખાસ આના ઉપર અમલ કરવો જોઈએ.

(શામી–૪૯૭/૧ મિસરી ટુંકસાર)

ઘણા નમાઝીઓથી આ બાબતમાં ગફલત થાય છે કે તેઓનું આગળનું ધડ ઘૂંટણ જમીન પર ટેકવતાં પહેલાં ઝુકી પડે છે અને તે વખતે એવો ભાસ થાય છે જાણે બીજો રુકૂઅ કરી રહ્યા છે એટલે આનાથી બચવું જોઈએ અને આ રીત શીખવા માટે મશ્ક–પ્રેક્ટીશની જરૂરત પડશે. જો થોડાક જ દિવસ ખ્યાલ રાખી પ્રેક્ટીશ કરવામાં આવશે તો ઈન્શાઅલ્લાહ ખૂબ જલ્દી જુની ટેવ છૂટી જશે અને કાયમ માટેનો સહીહ–તંદુરસ્ત અમલ બની જશે. આ રીત મર્દો માટે છે.

ઘરડા, અશક્ત અને બીમાર માણસો અથવા જે લોકોને કોઈ ઉઝર–મજબૂરી હોય તેઓ આ રીતે સિજદહમાં ન જઈ શકે, બલકે લાચારીએ તેમનું ધડ પહેલાં ઝૂકી જાય તો કોઈ જાતનો વાંધો નથી. તેમના માટે જે રીતે જઈ શકાય તે રીત જાઈઝ અને સહીહ રહેશે.

# સિજદહ

**સિજદહની તસ્બીહ :**

سُبْحَانَ رَبِّيَ الْأَعْلٰى

**સુબ્હા-ન રબ્બિયલ્ અઅ્લા**

નમાઝમાં બંને સિજદહ ફર્ઝ છે. એક વખત શાંતિથી સુબ્હાનલ્લાહ કહી શકાય એટલી વાર સિજદહ કરવો વાજિબ છે અને સિજદહમાં ત્રણવાર ''સુબ્હાન રબ્બિયલ્ આ'લા'' કહેવું સુન્નત છે.

સિજદહનો સહીહ તરીકો આ પ્રમાણે છે : ઉપર જણાવ્યા મુજબ ઝૂકવાનું શરૂ કરવું. પ્રથમ બંને ઘૂંટણ જમીન પર મૂકવા ત્યાર પછી બંને હાથની હથેળીઓ અને પંજા જમીન પર મૂકવા. પછી નાક અને પછી પેશાની રાખવી. ચહેરાને બંને હાથની હથેળીઓની વચમાં અને અંગુઠાઓને કાનની સામે રાખવા.

હાથની આંગળીઓ મિલાવેલી હાલતમાં કિબ્લા તરફ રાખવી. ફક્ત હથેળી અને આંગળીઓને જમીન પર રાખવી. પૂરા હાથને જમીન પર બિછાવવા નહીં. બંને બાજુઓને શરીરથી તેમજ પેટને જાંઘોથી અલગ રાખવામાં

આવે અને પોતાની આંખોની નજરને નાકના ફુલેલા ભાગ તરફ રાખવી અને દિલની નજર અલ્લાહ તરફ રાખવી.

ઘણા લોકો સિજદહમાં જતી વખતે ઘૂંટણ પહેલાં હાથોને જમીન પર ટેકવી દે છે. મજબૂરી અથવા કોઈ કારણ વગર આમ કરવું મકરૂહ છે. સિજદહમાં બંને હાથોને જમીન પર બિછાવી આપવા અથવા હાથોને શરીર યા જાંઘો સાથે ચોંટાડી આપવા પણ મકરૂહ છે.

ઘણા લોકો સિજદહમાં જતી વખતે પોતાની ઈજાર, લેંગો–પાયજામો, લુંગી વગેરેને ઉપરના તરફ બંને હાથો વડે ખેંચે છે. આ એક બેકાર કામ છે અને મોટા ભાગે બંને હાથ મશગુલ થઈ જાય છે. એટલે ભય છે કે અમલે કસીર થઈ નમાઝ ફાસિદ થઈ જાય–તૂટી જાય.

હઝરત મુફતી શફીઅ સાહબ (રહ.) આ વિશે ફરમાવે છે કે જરૂરત વગર એનાથી બચવું બેહતર છે અને જો કોઈ જરૂરત હોય જેવી રીતે કે અમુક વખત કપડું ખેંચાઈ–તણાઈ જાય છે જેના કારણે યા તો સિજદહમાં તકલીફ થાય છે અથવા કપડું ફાટી જવાનો ભય રહે છે તો આ સૂરતમાં સિજદામાં જતી વખતે અગર (અમલે કસીર ન થાય એ રીતે) કપડું દુરુસ્ત કરે–ઠીક કરે તો વાંધો આવશે નહીં.

(ઈમ્દાદુલ્ મુફતી–૩૪૧)

ઘણા લોકો પગની આંગળીઓ તેમજ અંગુઠાને કિબ્લા વિરુદ્ધ–બહારના તરફ કાઢે છે. આ ખિલાફે સુન્નત તેમજ મકરૂહ કામ છે. સિજદહમાં બની શકે એટલી પગની આંગળીઓ, અંગુઠાને કિબ્લારુખ રાખો. પગોને જમીન પર ટેકવેલા રાખો. ઘણાખરા લોકો પગોને ઊંચા કરી દે છે અથવા પગોને હવામાં લહેરાવ્યા કરે છે. આ બંને હાલતો મકરૂહ છે.

પૂરા સિજદા દરમિયાન શરૂથી અંત સુધી બંને પગ જમીનથી ઉઠેલા રહ્યા તો સિજદો સહીહ ન થવાથી નમાઝ સહીહ થશે નહીં. (બહરુર્રાઈક–૧)

ઘણાં લોકો મરઘી દાણા ચરે છે તેમ એકદમ જલ્દી સિજદહ કરી લે છે, તેનાથી બચવું જોઈએ. સિજદહમાંથી ઉઠતી વખતે પહેલાં પેશાની, પછી નાક, પછી હાથ અને છેલ્લે ઘૂંટણ ઉઠાવવા જોઈએ.

અવરત સિજદહમાં પોતાના પેટને જાંઘોથી મિલાવી દે. હાથોને શરીરની બાજુઓ તેમજ જમીન સાથે મિલાવી ખૂબ જ સંકોચાઈને સિજદો કરે અને પિંડલીઓને જાંઘો સાથે મિલાવી દે. પગોને ઊભા ન રાખે; બલકે બિછાવી આપે.

# જલ્સહ

બંને સિજદહની વચમાં બેસવાને 'જલ્સહ' કહેવામાં આવે છે અને કમથી કમ એક વખત 'સુબ્હાનલ્લાહ' કહી શકાય એટલી વાર બેસવું વાજિબ છે.

જલ્સાની હાલતમાં પોતાની નજરોને ગોદ–ખોળા તરફ રાખો. ઉઝર વગર બંને પગોને ઊંચા રાખી બેસો નહીં; બલકે ડાબો પગ બિછાવી તેની ઉપર બેસી જમણા પગને ઊભો રાખી આંગળીઓ જેટલી થઈ શકે એટલી કિબ્લા તરફ રાખો.

ઘણા લોકો જલ્સાની હાલતમાં બરાબર બેસતા નથી; બલકે સિજદહમાંથી માથું ઊંચું કરી બરાબર–સીધા બેસ્યા વગર બીજા સિજદહ માટે ચાલ્યા જાય છે. તેમણે જાણી લેવું જોઈએ કે થોડીવાર માટે સીધું બેસવું વાજિબ છે. જાણીબુઝીને છોડનારે નમાઝ દોહરાવવી વાજિબ છે.

(શામી ભા.–૧)

અમુક માણસો જલ્સામાં પોતાના કમીસ, કફનીના દામન–છેડાને હાથો વડે ઘુંટણો પર ફેલાવ્યા કરે છે અથવા ઠીકઠાક કર્યા કરે છે. આ બેકાર કામથી બચો. કદાચ બંને હાથોના કામમાં લાગી જવાના લઈ અમલે કસીર લાગુ પડી નમાઝ તૂટી જાય.

આ એક રકા'ત પૂરી થઈ. બીજી રકા'ત માટે "અલ્લાહુ અકબર" કહી ઊભા થાઓ. બીજી રકા'તમાં બિસ્મિલ્લા– હિર્રહમા નિર્રહીમ, અલ્હમ્દુ અને કોઈ સૂરત પઢો અને આ બીજી રકા'તને પહેલી રકા'તની જેમ પૂરી કરો.

બીજી રકા'ત માટે ઊભા થઈ અમુક નમાઝીઓ પોતાના કમીસ, કફનીને ઠીકઠાક કરે છે એનાથી બચો.

## કાઈદહ

નમાઝમાં બીજી અને છેલ્લી રકા'ત પૂરી થયા પછી બેસવાને 'કાઈદહ' કહેવામાં આવે છે. ચાર રકા'તવાળી અથવા ત્રણ રકા'તવાળી નમાઝમાં બે કાઈદહ કરવાના હોય છે. પહેલા કાઈદહને 'કાઈદએ ઊલા' અને બીજા કાઈદહને 'કાઈદએ ઉખરા' (અખીરહ સાનીયહ) કહેવામાં આવે છે.

ખૂબ સમજી લો......નમાઝમાં પહેલો કાઈદો વાજિબ છે. તેમાં અત્તહિય્યાત પઢવી પણ વાજિબ છે અને બીજો કાઈદો ફર્ઝ છે. એટલે કે જો બે રકા'ત પઢી રહયા હોય તો બીજી રકા'તે બેસવું ફર્ઝ છે અને જો ત્રણ અથવા ચાર રકા'તવાળી નમાઝ છે તો ત્રીજી અથવા ચોથી રકા'તે બેસવું ફર્ઝ છે.

કાઈદહ તેમજ જલ્સહમાં પોતાના હાથોને જાંઘો પર રાખો.

ત્રણ અથવા ચાર રકા'તવાળી ફર્ઝ–વાજિબ અને સુન્નતે મુઅક્કદહ નમાઝના પહેલા કાઈદહમાં ફક્ત અત્તહિય્યાત પઢવું. અત્તહિય્યાતમાં 'અલ્લા ઈલા–હ' પર પહોંચે ત્યારે જમણા હાથનો અંગુઠો અને વચલી આંગળીથી ગોળ હલ્કો બનાવી–વર્તુળાકાર કરી મુટ્ઠી બંધ કરી લે અને કલિમાની આંગળીને ઊંચી કરી દે અને 'ઈલ્લલ્લાહ' પર મૂકી દે. બાકી મુટ્ઠીને છેવટ સુધી બંધ રહેવા દે.

હવે જો બે જ રકા'ત પઢે છે તો અત્તહિય્યાતની સાથે દુરૂદ શરીફ અને દુઆ પઢી સલામ ફેરવી દે અને જો ત્રણ અથવા ચાર રકા'ત પઢે છે તો અત્તહિય્યાત પછી ઊભો થઈ જાય અને બાકીની રકા'તો પૂરી કરી છેલ્લા કાઈદહમાં અત્તહિય્યાત, દુરૂદ શરીફ અને દુઆ પઢયા પછી સલામ ફેરવે.

ઔરતો કાઈદહમાં તવર્રુક કરશે એટલે કે પોતાની ડાબી સૂરીન પર બેસે અને જમણી જાંઘને કંઈક ડાબા પગ પર રાખી, ડાબા પગને જમણી તરફ કાઢે અને જમણો પગ પણ બહાર રહેશે. બંને હાથોને જાંઘો પર રાખે.

# સલામ

**સલામના શબ્દો :**

اَلسَّلَامُ عَلَيْكُمْ وَرَحْمَةُ اللهِ

**અસ્સલામુ અલયકુમ વરહ્‌મતલ્લાહિ.**

**'અસ્સલામુ અલયકુમ વરહમતુલ્લાહ'** કહી નમાઝ પૂરી કરવી જોઈએ. સલામમાં 'અસ્સલામુ' શબ્દ વાજિબ છે. (શામી–૧)

સલામ ફેરવતી વખતે બન્ને તરફ તે તરફના નમાઝીઓ, ફરિશ્તાઓની સલામમાં નિય્યત કરે, એટલે કે આ ઈરાદો કરે કે હું આ તરફના નમાઝીઓ અને ફરિશ્તાઓને સલામ કરું છું. જો ઈમામની બિલકુલ મધ્યમાં નમાઝ પઢતો હોય તો ઈમામને પણ બંને બાજુ નિય્યતમાં શામિલ કરે અને જો ઈમામની એક બાજુ નમાઝ પઢતો હોય તો જે તરફ ઈમામ હોય તે તરફ સલામમાં ઈમામની નિય્યત કરે.

સલામ ફેરવતી વખતે ગરદનને પ્રથમ જમણી તરફ અને પછી ડાબી તરફ ફેરવવી અને ગરદનને અહિં સુધી

ફેરવે કે પોતાની નજર ખૂબ સારી રીતે ખભાઓ પર પહોંચી જાય.

હવે યાદ કરવામાં સહુલત રહે એ હેતુસર અત્તહિય્યાત, દુરૂદ શરીફ, દુઆએ માષૂરહ અને દુઆએ કુનૂત એકસાથે લખવામાં આવે છે.

**અત્તહિય્યાત :**

اَلتَّحِيَّاتُ لِلّٰهِ وَالصَّلَوَاتُ وَالطَّيِّبَاتُ اَلسَّلَامُ عَلَيْكَ أَيُّهَاالنَّبِىُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرُكَاتُهُ اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ، أَشْهَدُأَنْ لَا إِلٰهَ إِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّداً عَبْدُهٗ وَرَسُوْلُهٗ.

**અત્તહિય્યાતુ લિલ્લાહિ વસ્સ-લવાતુ વત્તય્યિબાતુ, અસ્સલામુ અલય્ક અય્યુહન્નબિય્યુ વ રહ્‌મતુલ્લાહિ વ બરકાતુહુ. અસ્સલામુ અલય્ના વ અલા ઈબાદિલ્લા-હિસ્સાલિહીન. અશ્હદુ અલ્લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસૂલુહ.**

## દુરૂદે ઈબ્રાહીમ :

اَللّٰهُمَّ صَلِّی عَلٰی مُحَمَّدٍ وَّعَلٰی اٰلِ مُحَمَّدٍ
كَمَا صَلَّيْتَ عَلٰی اِبْرَاهِيْمَ وَعَلٰی اٰلِ اِبْرَاهِيْمَ
اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ۔ اَللّٰهُمَّ بَارِكْ
عَلٰی مُحَمَّدٍ وَّعَلٰی اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ
عَلٰی اِبْرَاهِيْمَ وَعَلٰی اٰلِ اِبْرَاهِيْمَ
اِنَّكَ حَمِيْدٌ مَجِيْدٌ.

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લય્ત અલા ઈબ્રાહી-મ વ અલા આલિ ઈબ્રાહી-મ ઈન્ન-ક હમીદુમ મજીદ. અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન કમા બારકત અલા ઈબ્રાહી-મ વ અલા આલિ ઈબ્રાહી-મ ઈન્ન-ક હમીદુમ મજીદ.**

**દુઆએ માષૂરહ :**

اَللّٰهُمَّ إِنِّی ظَلَمْتُ نَفْسِی ظُلْمًا كَثِيْراً وَّلَا يَغْفِرُالذُّنُوبَ إِلَّا اَنْتَ فَاغْفِرْلِیْ مَغْفِرَةً مِّنْ عِنْدِكَ وَارْحَمْنِی إِنَّكَ اَنْتَ الْغَفُورُ الرَّحِيْم.

**અલ્લાહુમ્મ ઈન્ની ઝલમ્તુ નફસી ઝુલ્મન્ કષીરંવ્ વલા યગ્ફિરુઝ્ ઝુનૂ-બ ઈલ્લા અન્ત ફગ્ફિર્ લી મગ્ફિરતમ્ મિન ઇન્દી-ક વર્હમ્ની ઈન્ન-ક અન્તલ્ ગફુરુર્રહીમ.**

**દુઆએ કુનૂત :**

اَللّٰهُمَّ إِنَّانَسْتَعِيْنُكَ وَنَسْتَغْفِرُكَ وَنُؤْمِنُ بِكَ وَنَتَوكَّلُ عَلَيْكَ وَنُثْنِی عَلَيْكَ الْخَيْرِ وَنَشْكُرُكَ وَلَا نَكْفُرُكَ وَنَخْلَعُ وَنَتْرُكُ مَنْ يَفْجُرُكَ. اَللّٰهُمَّ إِيَّاكَ نَعْبُدُ وَلَكَ نُصَلِّی وَنَسْجُدُ وَإِلَيْكَ نَسْعٰی وَنَحْفِدُ وَنَرْجُوْا رَحْمَتَكَ وَنَخْشٰی عَذَابَكَ إِنَّ عَذَابَكَ بِالْكُفَّارِ مُلْحِقٌ.

**અલ્લાહુમ્મ ઈન્ના નસ્તઈનુ-ક વ નસ્તગ્ફિરુ-ક વ નુઅ્મિનુ બિ-ક વ ન-તવક્કલુ અલય્ક વ નુષ્ની અલય્કલ ખય્ર, વ નશ્કુરુ-ક વલા નક્ફુરુ-ક વ નખ્લઉ વ નત્રુકુ મંય્યફજુરુક. અલ્લાહુમ્મ ઈય્યા-ક નઅ્બુદુ વ લ-ક નુસલ્લી વ નસ્જુદુ વ ઈલય્ક નસ્આ વ નહ્ફિદુ વ નર્જુ રહ્મત-ક વ નખ્શા અઝાબ-ક, ઈન્ન અઝાબ-ક બિલ્કુફ્ફારિ મુલ્હિક.**

## જમાઅત

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : અને રુકૂઅ કરવા-વાળાઓની સાથે રુકૂઅ કરો અર્થાત નમાઝ પઢવા-વાળાઓની સાથે નમાઝ પઢો (એટલે કે જમાઅતથી નમાઝ પઢો.) (સૂરએ બકરહ, જલાલૈન શરીફ પે. ૯)

નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે : જમાઅત છોડવાથી બચો, નહીં તો અલ્લાહ તઆલા દિલો પર મહોર લગાવી દેશે. (ઈબ્ને માજહ)

હઝરત અબૂ દરદાઅ (રદિ.) ફરમાવે છે : ખુદાની કસમ ! હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમ્મત માટે જમાઅતની નમાઝથી વધુ અહમ-શ્રેષ્ઠ કોઈ ચીજની મને જાણ નથી. (બુખારી શરીફ ૧/૯૦)

જો લોકોને જમાઅતની નમાઝના અજ્ર-સવાબની

ખબર પડી જાય તો તેઓને ચાહે કેટલી ય મજબૂરી–લાચારી હોય છતાં ય જમાઅતની નમાઝ માટે દોડીને આવે. (એટલે કે કદી ય જમાઅત ન છોડે.) નમાઝની પહેલી સફ–લાઈન એવી છે જાણે ફરિશ્તાઓની સફ. એકલા નમાઝ પઢનારથી બે માણસોની નમાઝ બેહતર છે. ત્યાર પછી જેટલા માણસો વધુ હોય છે એટલી જ તે જમાઅત અલ્લાહ તઆલાને વધુ મહબૂબ–પ્યારી હોય છે.

(અબૂ દાવૂદ)

જમાઅતની સાથે નમાઝ પઢવી એકલા નમાઝ પઢવાની સરખામણીમાં સત્તાવીસ ગણો વધુ સવાબ ધરાવે છે. (બુખારી, મુસ્લિમ)

આજે આપણે બજારમાં કોઈ ચીજ વેચવા અથવા ખરીદવા જઈએ છીએ તો આપણે ત્યાં જવાનું પસંદ કરીએ છીએ જ્યાં આપણને વધુ નફો મળે યા વધુ ફાયદો રહે. ચાહે તે માટે વધુ મહેનત કરવી પડે, વધુ ચાલવું પડે–દૂર જવું પડે. આપણી આ હાલત ફાની દુનિયાની ફાની ચીજો સાથે છે; પરંતુ દીન વિશે મદની આકા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સાચા ફરમાનની કદર નથી કે જમાઅતથી નમાઝ પઢવાનો સવાબ ઘણો જ મળે છે તો હવે આપણે થોડીક તકલીફ ઉઠાવી વહેલા મસ્જિદે પહોંચી જઈ જમાઅતની પાબંદી કેમ ન કરીએ ! કાલે કિયામતના દિવસે જ્યારે આ નેકીઓની કિંમત સામે આવશે ત્યારે

કદર થશે કે શું મેળવ્યું અને શું ગુમાવ્યું ?

જમાઅત સાથે નમાઝ પઢવાનો એક ફાયદો આ પણ છે કે કોઈક અલ્લાહનો નેક બંદો જમાઅતમાં શામિલ હોય તો તેની મકબૂલ નમાઝની બરકતથી આપણી નમાઝ પણ અલ્લાહ તઆલા કબૂલ ફરમાવી લે. આજે દરેકની નમાઝની સ્થિતિ દરેક જણ ખૂબ સારી રીતે જાણે છે કે કેવી છે ?

છેવટે કંઈક તો હશે કે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કદી પણ જમાઅત છોડી નથી, અહીં સુધી કે વફાત પહેલાં બીમારી અને પુષ્કળ કમજોરી–અશક્તિની હાલતમાં પણ બે સહાબીઓના સહારા વડે મસ્જિદમાં તશરીફ લાવી જમાઅતથી નમાઝ પઢી હતી.

જાણી જોઈને અથવા તદન મામૂલી ઉઝરના લઈ જમાઅત છોડવી ગુનોહ છે; બલકે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉઝર વગર જમાઅત છોડી ઘરોમાં નમાઝ પઢી લેનારાઓ માટે એમનાં મકાનો સળગાવી મૂકવાનો ઈરાદો ફરમાવ્યો હતો. (અબૂ દાવૂદ–૧) અને નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જમાનામાં ખુલ્લા મુનાફિકના સિવાય કોઈ પણ સહાબી જમાઅતથી ગેરહાજર રહેતા ન હતા. છેવટે જુઓ તો.....જિહાદના મેદાનમાં દુશ્મન માથા પર છે તેવા વખતે પણ

જમાઅતથી નમાઝ કેવી રીતે પઢવી તેના અહકામ ઉતર્યા અને કુર્આન શરીફની આયત નાઝિલ થઈ.

આહ....શું જમાનાના લોકો છે ! આજે મુસલમાનોને ફુરસદ નથી; બલકે કદર નથી, ખેતરોમાં કામ ન રહેવું જોઈએ, નોકરી–ડ્યૂટી ન છૂટવી જોઈએ. ભલેને જમાઅત જાય ! પહેલાં ક્રિકેટનું મેદાન, ટેલિવિઝન, કોમેન્ટ્રી અને ફુરસદે નમાઝ માટે વિચારાશે.... ખબર નહિ, વિચાર પણ આવે છે કે કેમ ?

હદીસ શરીફમાં છે કે સરાસર ઝુલ્મ છે, નિફાક છે અને કુફ્ર છે તે માણસનો અમલ જે અલ્લાહના મુનાદી (મુઅઝ્ઝિન)ની અઝાન સાંભળે અને નમાઝ માટે ન જાય.

(અહમદ, તબરાની)

એક દિવસે હઝરત ઉમર (રદિ.)એ ફજરની નમાઝમાં સુલયમાન ઈબ્ને હષ્માને ન જોયા તો એમના ઘરે જઈ એમની વાલિદહથી પૂછયું કે, આજે મેં સુલયમાનને ફજરની નમાઝમાં ન જોયા ! એમની વાલિદાએ જવાબ આપ્યો કે પૂરી રાત નમાઝો પઢતા રહ્યા એટલે ફજર વખતે ઊંઘ આવી ગઈ. ત્યારે હઝરત ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે, પૂરી રાત ઈબાદત કરવાની સરખામણીમાં ફજરની નમાઝ જમાઅત સાથે પઢવી મને વધુ મહબૂબ–પ્યારી છે.

(મુઅત્તા ઈમામ માલિક)

મુજાહિદ (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી પૂછયું કે જે માણસ પૂરા દિવસ દરમિયાન રોઝાથી રહેતો હોય અને રાતભર નમાઝો પઢતો રહે, પરંતુ (જાણી-બુઝીને યા જુમ્આ અને જમાઅતના મરતબાને કમ-હકીર સમજીને) જુમ્આ અને જમાઅતમાં શામિલ ન થતો હોય તેના વિશે આપ શું કહો છો ? હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું : તે જહન્નમમાં જશે.

(તિરમિઝી)

મોટા ભાગના મુહક્કીક હન્ફી ફુકહાના નજદીક જમાઅત વાજિબ છે; અલબત્ત અમુકના મત મુજબ સુન્નતે મુઅક્કદહ છે. (બેહિશ્તી ગવહર-૪૫)

ઔરતો પર જમાઅત વાજિબ નથી અને ઔરત ઈમામત પણ કરાવી શક્તી નથી. બીમાર, મા'ઝૂર જે મસ્જિદે આવવા અશક્તિમાન હોય, નાના બાળકો અને એવા અંધજનો જે મોહતાજ હોય તેમના ઉપર પણ જમાઅત વાજિબ નથી.

તંદુરસ્ત માણસ માટે પણ જ્યારે કે એકદમ ભારે શરદી, ભારે આંધી, ભારે અંધારું, ખૂબ વરસાદ-બરફ, રસ્તામાં એટલો બધો કીચડ હોય કે કપડાં પણ સલામત ન રહી શકે, જાન-પ્રાણનો ખતરો, સંડાસ-પેશાબનો ભારે દબાવ, સખ્ત ભૂખની હાલત જ્યારે કે

ખાવાનું સામે આવી ગયું હોય, કોઈ બીમારની બીમાર–પુરસી, ખબર–અંતર વગેરે હાલતોમાં જમાઅત વાજિબ નથી.
(નુરુલ ઈઝાહ)

## સફો સીધી કરવા અને સફોમાં ઊભા રહેવા વિશે

જમાઅતખાનામાં જ્યાં સુધી થઈ શકે ત્યાં સુધી આગળ, બલકે પહેલી સફમાં રહેવાની કોશિશ કરો, સફોને બરાબર સીધી કરો, ખભાને ખભાથી મિલાવીને રાખો, (દરેક જણ પોતાની એડીઓને એક સરખી લાઈનમાં રાખે) જ્યાં સુધી એક સફ પૂરેપૂરી ન થઈ જાય ત્યાં સુધી બીજી સફ ન બનાવો. સફ બનાવવાની શરૂઆત બિલકુલ વચ્ચેથી કરો, સફમાં પ્રત્યેક બે નમાઝીઓની વચમાં ખાલી જગા ન છૂટવા દો, નહિ તો શયતાન વચમાં દાખલ થઈ તમારા દિલોમાં વસવસા પેદા કરી નમાઝને બગાડશે અને (હદીસની રોશનીમાં) તમારા દિલોમાં એક બીજા પ્રત્યે ફૂટફાટ પેદા થઈ જશે. પોતપોતાના પાયજામા, લૂંગી વગેરેને ઘૂંટીઓથી ઉપર કરી લો.

એટલા બધા સાથે સાથે પણ ન ઊભા રહો કે રુકૂઅ–સિજદહ વગેરેમાં તકલીફ પડે, પોતાના ખભાઓ અને કોણીઓને નરમ રાખો. એ પ્રમાણે અક્કડ ન રાખો કે

પોતાના ભાઈને તકલીફ પડે અથવા જો કોઈ કમજોર મુક્તદી હોય તો તે લગભગ પડી જવા જેવો થઈ જાય.

ઈકામત વખતે નમાઝ શરૂ કરવાથી પહેલાં જ્યારે કે સફ બનાવવામાં આવી રહી હોય તે વખતે હાથ બાંધવા મસ્નૂન કે મુસ્તહબ નથી. (એટલે તે વખતે હાથ છૂટા રાખો). (ફતાવા રહીમિય્યહ–૩)

સલામ ફેરવાયા પછી બાકી રહેલ રકા'તોને પૂરી કરનાર (મસબૂક) નમાઝીઓ તરફ વારંવાર પાછા ફરી ફરીને જોયા ન કરે, એનાથી તેમની નમાઝમાં ખલલ પડશે અને ક્યાંક એવું ન થાય કે અલ્લાહ તરફથી તેમનું ધ્યાન હટીને બીજી તરફ જતું રહે અને તમે તે માટે સબબ–કારણ બની જાઓ. જો બહાર જવાની યા તે સફ છોડી બીજે નમાઝ પઢવાનો ઈરાદો હોય અને નીકળી શકાય એમ હોય તો ધીમેથી નમાઝ પઢનારાઓની સામેથી પસાર થયા વગર નીકળો અને નીકળી શકાય એમ ન હોય તો ત્યાં જ નમાઝ પઢો યા થોડીવાર ઝિક્ર–તસ્બીહમાં મશ્ગુલ રહો.

## નમાઝીઓના પ્રકાર

(૧) એકલા નમાઝ પઢનારને "મુન્ફરિદ" કહેવાય છે.

(૨) જમાઅત સાથે નમાઝ પઢનારને "મુક્તદી" કહેવામાં

આવે છે.

(૩) જે માણસ શરૂથી છેવટ સુધી ઈમામ સાથે શરીક રહે તે મુક્તદીને "મુદરિક" કહેવામાં આવે છે.

(૪) જે માણસ પહેલી રકા'તનો રુકૂઅ થઈ ગયા પછી જમાઅતમાં શરીક થયો હોય તે મુક્તદીને "મસ્બૂક" કહેવામાં આવે છે.

(૫) જે માણસ ઈમામ સાથે શરૂ નમાઝથી હોય; પરંતુ વચમાં કંઈક ઉઝર પેશ આવવાથી–લાગુ પડવાથી વુઝૂ કરવા જાય અને પછી નમાઝમાં જોડાઈ જાય તેને "લાહિક" કહેવામાં આવે છે.

## મુક્તદી, મુદરિક

શરૂથી ઈમામ સાથે શામિલ રહેનાર મુદરિક–મુક્તદીએ કિર્અત સિવાય સના, રુકૂઅ–સિજદાની તસ્બીહ, અત્તહિય્યાત, દુરૂદ શરીફ, દુઆ વગેરે બધું જ પઢવાનું હોય છે જે પ્રમાણે એકલો નમાઝ પઢનાર–મુન્ફરિદ પઢે છે.

જહરી નમાઝમાં જેમ કે ફજર, મગરિબ, ઈશા, જુમ્આ વગેરેમાં ઈમામ સા. અવાજથી કિર્અત કરી રહ્યા હોય તે વખતે જો કોઈ નમાઝમાં શામિલ થાય તો તે મુક્તદીએ સના ન પઢવી જોઈએ; બલકે કિર્અત સાંભળવામાં મશ્ગુલ

થઈ જવું અને જો સિર્રી નમાઝ હોય (જેમાં ધીમેથી કિર્અત કરવામાં આવે છે) જેમ કે ઝોહર, અસર વગેરે તો જો આ નમાઝમાં શામિલ થાય તો તે મુક્તદીએ સના પઢી લેવી જોઈએ. ભલેને, તે વખતે ઈમામ સા. ધીમેથી કિર્અતમાં મશ્ગૂલ હોય. (શામી : ૩૨૮/૧)

ઈમામ સાથે જ કોલ બાંધ્યો, પરંતુ સના પઢવાનો મોકો ન મળ્યો–કિર્અત શરૂ થઈ ગઈ તો પછી સના ન પઢે, બલકે કિર્અત સાંભળે.

જમાઅત સાથે જ નમાઝ પઢતી વખતે પહેલા કાઈદહમાં મુક્તદીની અત્તહિય્યાત પૂરી થવા પહેલા ઈમામ સા. ઊભા થઈ જાય તો જો ઈમામ સાથે ત્રીજી રકા'તના કિયામની હાલતમાં શરીક થઈ શકે એમ હોય તો અત્તહિય્યાત પૂરી કરી ઉઠે અને જો કિયામની હાલતમાં ઈમામ સાથે શરીક થઈ શકે એમ ન હોય તો અત્તહિય્યાત પૂરી કર્યા વગર ઊભો થઈ ઈમામ સાથે કિયામમાં શરીક થઈ જાય. (ફતાવા મહમૂદિય્યહ ૧૬૭/૨)

જે મુક્તદીની કોઈ પણ રકા'ત છૂટી ન હોય તે (મુદરિક મુક્તદી) છેલ્લા કા'દામાં હોય અને તેનું દુરૂદ શરીફ તેમજ દુઆ પૂરી થાય તે પહેલાં ઈમામ સલામ ફેરવી આપે તો હવે તેના માટે દુરૂદ શરીફ યા દુઆ પૂરી કરવી જરૂરી નથી; બલકે ઈમામ સાથે સલામ ફેરવી દેવી જાઈઝ છે અને દુરૂદ શરીફ તેમજ દુઆ પૂરી કરવા પછી સલામ

ફેરવે તો પણ વાંધો નથી, તેની પણ ગુંજાઈશ છે.

પરંતુ જો મુક્તદીની અત્તહિય્યાત પૂરી થાય એ પહેલાં ઈમામ સલામ ફેરવી દે તો હવે તે મુદરિક મુક્તદી પોતાનું અત્તહિય્યાત પૂરું કરી લે, ત્યાર પછી જ સલામ ફેરવે.

**નોટ** : મસ્બૂક સના પઢે કે ન પઢે તે વિશે મસ્બૂકનું વર્ણન જુઓ.

## મસ્બૂક

જે નમાઝીની અમુક રકા'તો છૂટી ગઈ હોય એટલે કે જમાઅતની શરૂઆત વખતે તે હાજર ન હોય, બલકે મોડો પડયો હોય તે નમાઝીને મસ્બૂક કહેવામાં આવે છે.

મસ્બૂક છેલ્લા કા'દામાં જેમાં ઈમામ સા. સલામ ફેરવવાના છે તેમાં ધીમી ગતિથી એ પ્રમાણે ફક્ત અત્તહિય્યાત પઢે કે બીજા નમાઝીઓ તેમજ ઈમામ સા. પોતપોતાના અત્તહિય્યાત, દુરૂદ શરીફ અને દુઆથી ફારિગ થઈ રહે અને તેટલી વારમાં મસ્બૂક પોતે ફક્ત અત્તહિય્યાત પૂરું કરી શકે અને જો અત્તહિય્યાત જલ્દી પૂરું થઈ ગયું અને હજુ સલામ ફેરવાઈ નથી તો ચાહે તો સલામ ફેરવતાં સુધી ચૂપ બેસી રહે અથવા ''**અશ્હદુ અલ્લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વઅશ્હદુ અન્ન મુહમ્મદન્ અબ્દુહુ વ રસૂલુહ**'' પઢતો રહે અથવા અત્તહિય્યાત

ફરીથી પઢે અને જો દુરૂદ શરીફ તેમજ દુઆએ માષૂરહ પણ પઢી લીધી તો પણ વાંધો નથી.

(આલમગીરી–૧, કબીરી–૧)

મસ્બૂક ઈમામની સાથે સલામ ન ફેરવે; બલકે ઈમામ જયારે બીજી તરફ સલામ ફેરવે તે વખતે ઊભો થઈ પોતાની બાકી રકા'તો એકલા નમાઝ પઢનારની જેમ પૂરી કરી લે.

મસ્બૂકે ઈમામ સાથે એક તરફ અથવા બંને તરફ સલામ ફેરવી દીધી ત્યાર પછી યાદ આવ્યું તો ઊભો થઈ પોતાની નમાઝ પૂરી કરી લે અને સહ્વના સિજદા કરવા પણ વાજિબ છે, કારણ કે મોટાભાગે મુક્તદીઓ ઈમામના સલામ ફેરવ્યા પછી જ સલામ ફેરવે છે (નહિ કે ઈમામની બિલકુલ સાથે સાથે) એટલે ઈમામની ઈક્તિદા–તાબેદારીથી નીકળી જાય છે. (કબીરી–૧, શામી–૭૬૦/૧)

જો ઈમામ સાથે સલામ ફેરવી દીધી અને હાથ ઉઠાવ્યા વગર અરબીમાં દુઆ પણ કરી લીધી અથવા થોડીવાર ચૂપ બેસી રહ્યો અને ત્યાર પછી યાદ આવ્યું કે મારી અમુક રકા'તો બાકી છે તો જયાં સુધી નમાઝ તૂટી જાય એવું કોઈ કામ કર્યું નથી, દા.ત. વાતચીત કરી નથી, કિબ્લા તરફથી છાતી ફેરવી નથી તો તરત જ ઊભો થઈ પોતાની રકા'તો પૂરી કરી લે અને છેલ્લે સહ્વના સિજદા કરવા પણ

વાજિબ છે. (શામી–૫૬૦/૧)

જો કોઈ માણસ ઈમામના એક તરફ સલામ ફેરવી દીધા પછી જમાઅતમાં જોડાયો, એટલે કે ઈમામે **''અસ્સલામુ અલયકુમ''** કહી દીધું અને ''વરહમતુલ્લાહ'' કહે એ પહેલાં કોઈ શામિલ થયો તો તેની ઈક્તિદા અને શિર્કત સહીહ નથી. સલામની પહેલી મીમ પર નમાઝ પૂરી થઈ જાય છે. એટલે આ માણસ ફરીથી તકબીરે તહરીમા કહી નમાઝ પૂરી કરે. (શામી–૪૩૬/૧)

સલામ ફેરવવાની તૈયારી વખતે કોઈ માણસ જમાઅતમાં શરીક થયો અને કા'દામાં બેસતાં જ ઈમામે સલામ ફેરવી તો આ માણસ માટે બેહતર આ છે કે બેસીને અત્તહિય્યાત પઢી બાકી રકા'તો માટે ઊભો થાય.

(શામી–૪૬૨/૧)

મસ્બૂકે તકબીરે તહરીમા કહી અને ત્યાર પછી ઈમામે **''અસ્સલામુ અલયકુમ''** કહ્યું અને મસ્બૂક હજુ કા'દામાં ગયો નથી–બેસી શક્યો નથી તો તે જમાઅતમાં શામિલ થઈ ગયેલો કહેવાશે. પોતાની નમાઝ શરૂ કરી દે, કા'દો કરવાની જરૂરત નથી અને ફરી તકબીર કહી કોલ લબાંધવાની જરૂરત પણ નથી. (ફતાવા રહીમિય્યહ–૪)

મસ્બૂક જમાઅતમાં શામિલ થાય તે વખતે સના ન પઢે; બલકે પોતાની બાકી રકા'તો પઢવા ઉઠે તે વખતે સના



પઢે અને જે વખતે જમાઅતમાં શામિલ થાય તે વખતે જો ઈમામ જોરથી કિર્અત કરે છે તો સના ન પઢે અને જો આહિસ્તાથી કિર્અત કરે છે તો પઢી શકે છે; પરંતુ પોતાની બાકી રકા'તો પઢવા ઊભો થાય ત્યારે ફરીથી સના પઢવાની રહેશે અને જો ઈમામ રુકૂઅ, સિજદાની હાલતમાં હોય તો (જો તે રુકૂઅ, સિજદામાં ઈમામ સાથે શામિલ થઈ શકે એમ હોય તો તકબીરે તહરીમા પછી જ સના પઢી લેવી જોઈએ). (શામી–૧, આલમગીરી–૧)

ઈમામ સા. રુકૂઅ, સિજદાની હાલતમાં હોય તો બીજી રકા'ત માટે ઊભા થાય ત્યાં સુધી રાહ ન જોવી જોઈએ; બલકે શામિલ થઈ જવું જોઈએ. જો રુકૂઅ–સિજદા વગેરેની હાલતમાં ઈમામ સા. હોય તો મસ્નૂન તરીકો આ છે કે તકબીરે તહરીમા કહી, હાથ બાંધી, બીજી તે રુકનની તકબીર કહી શામિલ થવું અને જો હાથ બાંધ્યા વગર રુકૂઅ–સિજદામાં શામિલ થાય અથવા ફક્ત તકબીરે તહરીમા કહી રુકૂઅ–સિજદામાં શામિલ થાય તો પણ નમાઝ દુરુસ્ત છે. (બહરુર્રાઈક–૩૨૦/૧, શામી–૪૪૩/૧)

## મસ્બૂકની નમાઝનો તરીકો

મસ્બૂક છૂટેલી રકા'તો અદા કરે તો કિર્અત પઢવાની દૃષ્ટિએ એમ સમજે કે મારી પહેલી રકા'ત ચાલી રહી છે. એટલે કે નમાઝની પહેલી રકા'તમાં જેમ સના, અઊઝુ,



બિસ્મિલ્લાહ અને કિર્અત પઢવામાં આવે છે તેમ પઢે અને કા'દો કરવાની દષ્ટિએ છેલ્લી રકા'ત સમજે. એટલે કે ઈમામની સાથે પઢેલી રકા'તો અને હમણા જે પઢી રહ્યો છે તેને ધ્યાનમાં રાખી દર બે રકા'ત પછી કા'દો કરવાનો છે અને મગરિબ તથા વિત્રમાં ત્રીજી રકા'તે પણ બેસવાનું છે તે ન ભૂલે.

(૧) જે માણસની ફક્ત એક રકા'ત છૂટી હોય તે માણસ ઈમામના સલામ ફેરવ્યા પછી ઊભો થઈ સના, અઊઝુ, બિસ્મિલ્લાહ, અલ્હમ્દુ અને કોઈ સૂરત પઢી તે રકા'ત પૂરી કરી લે અને કા'દામાં અત્તહિય્યાત, દુરૂદ શરીફ અને દુઆએ માષૂરહ પઢી સલામ ફેરવે.

(૨) જે માણસની બે રકા'ત છૂટી હોય તે માણસ ઈમામના સલામ ફેરવ્યા પછી ઊભો થઈ જાય અને પહેલી રકા'તમાં સના, અઊઝુ, બિસ્મિલ્લાહ, કિર્અત પઢે અને બીજી રકા'તમાં બિસ્મિલ્લાહ, અલ્હમ્દુ અને સૂરત પઢે. હવે જો ઝોહર, અસર અથવા ઈશાની ચાર રકા'ત પઢે છે તો મસ્બૂક સલામ ફેરવ્યા પછીની પોતાની પહેલી રકા'ત પૂરી થયા પછી બેસે નહિ; બલકે ઊભો થઈ બીજી રકા'ત પૂરી થયા પછી કા'દો કરી સલામ ફેરવી નમાઝ પૂરી કરે અને જો મગરિબ યા વિત્રની નમાઝ છે તો મસ્બૂક પોતાની પહેલી રકા'ત પછી બેસી જાય અને અત્તહિય્યાત પઢયા પછી ઊભો થઈ પોતાની છુટેલી બીજી

રકા'ત પૂરી કરી બેસી અત્તહિય્યાત, દુરૂદ શરીફ અને દુઆ પઢયા બાદ સલામ ફેરવે. આ સૂરતમાં ત્રણેવ રકા'તોમાં બેસવાનું થયું, તેનાથી નમાઝમાં કોઈ જાતનો વાંધો નહિ આવે.

(૩) જે માણસની ત્રણ રકા'ત છૂટી ગઈ તો ઈમામના સલામ ફેરવ્યા પછી ઊભો થઈ પોતાની પહેલી રકા'તમાં સના, અઊઝુ, બિસ્મિલ્લાહ, અલ્હમ્દુ અને કોઈ સૂરત પઢે અને બીજી રકા'તમાં બિસ્મિલ્લાહ, અલ્હમ્દુ અને કોઈ સૂરત પઢે. ત્રીજી રકા'તમાં ફક્ત બિસ્મિલ્લાહ અને અલ્હમ્દુ પઢે. હવે જો ચાર રકા'તવાળી નમાઝ છે તો ઈમામના સલામ ફેરવ્યા પછીની પોતાની પહેલી રકા'ત પછી બેસી અત્તહિય્યાત પઢી ઊભો થઈ જાય અને હજુ એક રકા'ત પઢીને ઊભો થઈ જાય અને ત્યાર પછીની રકા'ત પછી બેસી જાય જે ઈમામના સલામ ફેરવ્યા પછીની ત્રીજી રકા'ત છે અને ઈમામ સાથે મળેલ રકા'તની ગણતરી પ્રમાણે ચોથી રકા'ત છે એટલે હવે અત્તહિય્યાત, દુરૂદ શરીફ અને દુઆ પઢયા પછી સલામ ફેરવે. જો મગરિબ અથવા વિત્રની નમાઝ છે તો કારણ કે ત્રણેવ રકા'તો મળી નથી એટલે એકલા નમાઝ પઢનારની જેમ સલામ પછી ઊભો થઈ નમાઝ પૂરી કરી લે.

(૪) ચાર રકા'તવાળી નમાઝ છે અને ચારે ચાર છૂટી ગઈ એટલે કે ચોથી રકા'તના રુકૂઅ પછી ઈમામ સાહબ

સાથે શામિલ થનાર પણ એકલા નમાઝ પઢનારની જેમ ઈમામના સલામ ફેરવ્યા પછી ઊભો થઈ નમાઝ પૂરી કરી લે.

મસ્બૂકને પોતાની છૂટેલ રકા'તો વિશે શક થઈ ગયો એટલે કે પોતાની કેટલી રકા'ત છૂટી છે તે યાદ ન રહ્યું અને તે પોતાની સાથે જમાઅતમાં શામિલ થનાર બીજા મસ્બૂકને જોઈને તેના પઢવા પ્રમાણે પોતાની નમાઝ પૂરી કરે તો આ એ શર્તે જાઈઝ છે કે ઈમામની ઈક્તિદા કરવાના જેમ તેની ઈક્તિદા ન કરે–તેની સંપૂર્ણ તાબેદારી ન કરે; બલકે ફક્ત યકીન થતાં સુધી તેનો સહારો લે અને પોતાના દિમાગથી પણ કામ લે.

(ફતાવા રહીમિય્યહ, દુર્રે મુખ્તાર, શામી–૫૫૮/૧)

ઈમામ સાથે રુકૂઅમાં શામિલ થઈ શકાયું તો તે રકા'ત મળેલી ગણાશે અને જો રુકૂઅ ન મળ્યો તો તે રકા'ત મળેલી ગણાશે નહીં.

ઈમામે રુકૂઅથી ઊભા થવા માટે "સમિઅલ્લાહ" કહી દીધું અને આ કહેતી વખતે અથવા ત્યાર પછી કોઈ શામિલ થયો તો રુકૂઅ મળેલો ગણાશે નહીં એટલે તે રકા'ત પણ મળેલી ગણાશે નહીં.

અમુક માણસો ઈમામના રુકૂઅથી ફારિગ થયા પછી આવી પોતે પહેલો રુકૂઅ કરીને જમાઅતમાં શરીક થાય

છે તો ભલેને તેમણે પોતે રુકૂઅ કર્યો હોય તો પણ તે રકા'ત મળેલી ગણાશે નહીં.

## લાહિક

જે માણસ શરૂથી જમાઅતમાં શામિલ હોય; પરંતુ નમાઝ દરમિયાન નમાઝ તોડનાર કોઈ ચીજ પેશ આવી ગઈ, દા.ત. પાછળથી હવા છૂટી ગઈ, બદનના કોઈ ભાગમાંથી લોહી અથવા પરુ નીકળી વહેવા લાગ્યું, નસકોરી ફૂટી ગઈ વગેરે. તો આ માણસ તરત જ નમાઝ છોડી–જે રુકનમાં હોય તે રુકન છોડી વુઝૂ માટે જાય (અને પોતાના મોઢા પર હાથ અથવા રૂમાલ મૂકી દે, જેથી જોનાર માણસો એમ સમજે કે નકસીર ફૂટી હશે. મતલબ કે પોતાની ઈઝઝતનો પોતે પણ ખ્યાલ રાખે).

જો જમાઅત થઈ રહી હોય તો ધીમો રહી સફોમાંથી જગા કરી નઝદીકમાં વુઝૂ કરે અને પછી પાછો પોતાની જગાએ આવી જમાઅતમાં જોડાઈ જાય અને આ જવા–આવવા દરમિયાન જેટલી રકા'તો અથવા જેટલો ભાગ છૂટયો હોય તેને અદા કરી લે, કિર્અત ન પઢે; બલકે છૂટેલા ભાગ અથવા છૂટેલી રકા'તોને કવર કરી ઈમામની સાથે થઈ જાય. કિર્અતની જગાએ ફક્ત થોડીવાર ચૂપ ઊભો રહીને રુકૂઅમાં જાય અને રુકૂઅ, સિજદાની તસ્બીહો, અત્તહિય્યાત વગેરે પઢે. જો ઈમામે સલામ ફેરવી દીધી તો

પણ નજીકમાં અથવા પોતાની અસલ જગાએ આવી કિર્અત વગર નમાઝ પૂરી કરે અને જે રુકનમાં હદષ–વુઝૂ તોડનારી ચીજ પેશ આવી હોય તે રુકનને વુઝૂ બાદ ફરીથી અદા કરે–તે રુકનથી નમાઝ પઢવી શરૂ કરે. ફરીથી કોલ બાંધવાની યા તકબીરે તહરીમા કહેવાની જરૂરત નથી.

(શામી–૫૫૬/૧)

યાદ રાખો, લાહિક વુઝૂ માટે જવા–આવવા દરમિયાન નમાઝ તોડનાર કોઈપણ હરકત ન કરે. દા.ત. વાતચીત કરવી, સલામ યા છીંકનો જવાબ દેવો વગેરે, કારણ કે આ સમયે તે નમાઝમાં જ છે એમ શરીઅતનો હુકમ છે. તેને ફક્ત વુઝૂ માટેની પરવાનગી આપવામાં આવી છે. એટલે જો તે આ જવા–આવવા દરમિયાન નમાઝ તોડનાર કોઈ કામ કરશે તો હવે તેને ફરીથી નમાઝ પૂરી કરવી પડશે. આગલી રકા'તો રદ ગણાશે.

જો લાહિક નમાઝી પોતાની છૂટેલ રકા'તોને કવર ન કરે અને મસ્બૂકની જેમ ઈમામ સાથે જોડાઈ જાય અને ઈમામના સલામ ફેરવ્યા પછી છૂટેલ રકા'તો અદા કરે તો પણ નમાઝ સહીહ થઈ જશે; પરંતુ જાણીબુઝીને આમ કરવું મકરૂહ છે અને તે ગુનેહગાર થશે. (શામી–૫૫૬/૧)

હા, વુઝૂ પછી છૂટેલી રકા'તોને પહેલા કવર કરવાથી ઈમામ સાથે શામિલ થઈ શકતો નથી; બલકે ઈમામ સલામ

ફેરવી નમાઝથી ફારિગ થઈ જાય છે તો આવી સૂરતમાં મસ્બૂકના જેમ જમાઅતમાં શામિલ થઈ જાય અને છૂટેલ રકા'તોને ઈમામના સલામ ફેરવ્યા પછી જ વગર કિર્અતે પૂરી કરે. (ફતાવા મહમૂદિય્યહ–૨૩૬/૨)

જો એકલો નમાઝ પઢતો હોય તો લાહિક થઈ જવાની સૂરતમાં તેણે ફરીથી નમાઝ પઢવી અફઝલ છે.

(માલાબુદ મિન્હુ)

લાહિકના મસાઈલ ઘણા બારીક અને નાજુક હોવાના લઈ આમ લોકો તેનાથી વાકિફ–જાણકાર હોતા નથી (અને જાણકાર હોય તો પણ ગલતીનો ભય રહે છે) એટલે તેણે વુઝૂ કર્યા પછી ફરીથી નમાઝ પઢવી બેહતર છે.

(ફતાવા રહીમિય્યહ)

## સજદએ સહ્વ

નમાઝમાં જો કોઈ ફર્ઝ છૂટી જાય તો નમાઝ બાતિલ થઈ જાય છે–તૂટી જાય છે. ચાહે ફર્ઝને જાણીબુઝીને છોડી દે યા ભૂલથી છૂટી જાય, સહ્વના સિજદા કરે યા ન કરે–દરેક સૂરતમાં ફરીથી નમાઝ પઢવી પડશે.

નમાઝના વાજિબાતમાંથી કોઈ વાજિબ ભૂલથી છૂટી જવાથી અથવા કોઈ વાજિબ ડબલ અદા કરવાથી અથવા

કોઈ વાજિબને તેની અસલ જગ્યાએ અદા કરવામાં વિલંબ થવાથી અથવા કોઈ વાજિબને અદા કરવામાં તેમાં ફેરફાર કરી નાખવાથી, દા.ત. જહરી નમાઝમાં ઈમામે ધીમેથી પઢવું યા ધીમેથી કિર્અત કરવામાં આવતી નમાઝોમાં ઈમામે જોરથી પઢવું યા નમાઝના ફરાઈઝમાંથી કોઈ ફર્ઝને તેની જગ્યાએ અદા કરવામાં વહેલું યા મોડું કરવાથી અથવા કોઈ ફર્ઝને ડબલ અદા કરી લેવાથી—આ બધી સૂરતોમાં સહ્‌વના સિજદા વાજિબ થઈ જાય છે.

(આલમગીરી–૧)

સજદએ સહ્‌વ કરવાનો તરીકો આ છે કે નમાઝના છેલ્લા કા'દામાં અત્તહિય્યાત પઢી એક તરફ સલામ ફેરવ્યા બાદ તકબીરો કહી બે સિજદા કરવામાં આવે, ત્યાર પછી ફરીથી અત્તહિય્યાત, દુરૂદ શરીફ અને દુઆ પઢી સલામ ફેરવવી. (આલમગીરી–૧)

## સહ્‌વના સિજદા વાજિબ થવા-ન થવા વિશે અમુક મસાઈલ

કોઈ માણસે ભૂલથી એક રકા'તમાં બે રુકૂઅ અથવા ત્રણ સિજદા કરી લીધા અથવા ફર્ઝ નમાઝોની પહેલી યા બીજી રકા'તમાં અથવા ફર્ઝ સિવાય કોઈપણ નમાઝની કોઈપણ રકા'તમાં અલ્હમ્દુની સૂરત ડબલ પઢી યા વધુ

ભાગ ડબલ પઢયો તો સહ્‌વના સિજદા વાજિબ થઈ જશે.

(આલમગીરી–૧, શામી–૧)

ફર્ઝ નમાઝની પહેલી અથવા બીજી રકા'તમાં અને ફર્ઝ સિવાય કોઈ પણ નમાઝની કોઈ પણ રકા'તમાં ફક્ત અલ્હમ્દુ યા ફક્ત કોઈ સૂરત પઢી રુકૂઅ કરી લેવાથી સહ્‌વના સિજદા વાજિબ થઈ જશે.

(આલમગીરી–૧, શામી–૧)

ફર્ઝ નમાઝની પાછલી બે રકા'તમાં અલ્હમ્દુની સૂરત ડબલ પઢી અથવા બિલકુલ ન પઢી અથવા અલ્હમ્દુ પછી બીજી કોઈ સૂરત પણ પઢી તો સહ્‌વના સિજદા વાજિબ થશે નહિ.

(આલમગીરી–૧)

ફર્ઝ નમાઝની પહેલી બે રકા'તમાં અલ્હમ્દુ પછી સૂરત શરૂ કરવાનું ભૂલી જઈ ત્રણ વાર "સુબ્હાનલ્લાહ" કહી શકાય એટલી વાર ચૂપ રહેવાથી યા વિચારમાં પડી જવાથી સહ્‌વના સિજદા વાજિબ થઈ જશે. (શામી–૭૦૬/૧)

ફર્ઝ અને વાજિબ નમાઝ અથવા સુન્નતે મુઅક્કદાના પહેલા કા'દામાં અત્તહિય્યાત પછી ભૂલથી દુરૂદ શરીફ પઢી લીધું યા "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદ" સુધી પઢાઈ ગયું તો સહ્‌વના સિજદા વાજિબ થઈ જશે અને એથી ઓછું પઢી ઊભો થઈ ગયો તો સહ્‌વના સિજદા વાજિબ નહીં થાય.

(શામી–૧, આલમગીરી–૧)



ચાર રકા'તવાળી નફલ નમાઝના પહેલા કા'દામાં અત્તહિય્યાત પછી દુરૂદ શરીફ પઢવાથી સહ્વના સિજદા વાજિબ થશે નહીં; બલકે **ચાર રકા'તવાળી નફલ નમાઝોના પહેલા કા'દામાં અત્તહિય્યાત પછી દુરૂદ શરીફ પઢીને જ ઊભા થવું જોઈએ. આ જ મુસ્તહબ છે.** (શામી-૧, આલમગીરી-૧)

જો કોઈ માણસ નમાઝની પહેલી અથવા ચાર રકા'તવાળી નમાઝની ત્રીજી રકા'તે ભૂલથી ત્રણ વખત સુબ્હાનલ્લાહ કહી શકાય એટલી વાર બેસી ગયો અને પછી ઊભો થઈ ગયો તો સહ્વના સિજદા વાજિબ થઈ જશે અને એનાથી ઓછી વાર બેસી ઊભા થવાથી સહ્વના સિજદા વાજિબ થશે નહીં. (આલમગીરી-૧)

જો કોઈ નમાઝી ત્રણ અથવા ચાર રકા'તવાળી નમાઝના પહેલા કા'દામાં ભૂલથી બેસવાના બદલે ઊભો થઈ ગયો તો હવે જો બરાબર ઊભો થઈ ગયો છે તો પાછો બેસે નહીં; બલકે નમાઝ પૂરી કરી લે અને તેના ઉપર સહ્વના સિજદા વાજિબ થઈ ગયા અને જો બરાબર ઊભો થઈ ગયા પછી અથવા ઊભો રહેવાનાં નજીક થઈ ગયા પછી એટલે કે અડધાથી વધારે ઊભો થઈ ગયા પછી પિંડલીઓ જાંઘોથી અલગ થઈ ગયા પછી યાદ આવ્યું તો પાછો બેસી ગયો અને અત્તહિય્યાત પઢી ઊભો થઈ નમાઝ પૂરી કરે તો પણ સહ્વના સિજદા વાજિબ થઈ જશે અને



જાણીબુઝીને આમ કરવાથી ગુનેહગાર થશે. હા, જો ઊભા રહેવાની અને બેસવાની વચ્ચેની હાલતમાં હોય અથવા સહેજ ઊભા થતાં જ યાદ આવ્યું તો બેસી જવું જોઈએ. આ સૂરતમાં સહ્વના સિજદા વાજિબ નહીં થાય.

(આલમગીરી, શામી, બેહિશ્તી ઝેવર)

જો કોઈ માણસ રુકૂઅથી બરાબર ઊભો ન થયો અને સીધો સિજદામાં ચાલ્યો ગયો અથવા બે સિજદાની વચમાં બરાબર બેસ્યો નહિ તો જો ભૂલથી આ પ્રમાણે થઈ જાય તો સહ્વના સિજદા કરવા વાજિબ છે. અને જો જાણીબુઝીને આ પ્રમાણેની આદત બનાવી લીધી છે તો નમાઝ દોહરાવવી વાજિબ છે. સહ્વના સિજદાથી પણ તલાફી નહીં થાય. (શામી–૧ આલમગીરી–૧)

પૂરા સિજદા દરમિયાન શરૂથી અંત સુધી બંને પગ જમીનથી ઉઠેલા રહ્યા તો સિજદો સહીહ ન થવાથી નમાઝ સહીહ થશે નહિ; પરંતુ જો થોડીવાર માટે બંને પગ જમીનથી હટી ગયા અને પછી મૂકી દીધા યા એક પગ જમીનથી ઉઠેલો રહ્યો અને બીજો પગ જમીન સાથે લાગેલો રહયો તો નમાઝ સહીહ થઈ જાય છે; પરંતુ આવું કરવું મકરૂહ છે. (બહરુર્રાઈક–૧)

નમાઝમાં પગનો અંગૂઠો તેની જગ્યાએથી હટી ગયો તો નમાઝ થઈ જાય છે. સહ્વના સિજદા કરવા વાજિબ નથી.

કોઈક ભૂલના કારણે સહ્વના સિજદા વાજિબ હતા; પરંતુ બંને તરફ સલામ ફેરવી દીધી તો જો કોઈ નમાઝ તોડી નાખનાર કામ કર્યું નથી તો યાદ આવતાં જ સહ્વના સિજદા કરી ફરીથી અત્તહિય્યાત, દુરૂદ શરીફ અને દુઆ પઢી સલામ ફેરવી લેવાથી નમાઝ થઈ જશે. (બેહિશ્તી ઝેવર)

એક નમાઝમાં સહ્વના સિજદા લાગુ પડે એવી ઘણી ભૂલો થઈ તો એક જ વખત સહ્વના સિજદા કરવા બધી ભૂલો માટે કાફી છે. (બેહિશ્તી ઝેવર)

સહ્વના સિજદા કરી લીધા પછી ફરીથી કોઈ એવી ભૂલ થઈ, જેનાથી સહ્વના સિજદા વાજિબ થાય છે તો તે જ પહેલો સજદએ સહ્વ કાફી છે. ફરીથી સહ્વના સિજદા ન કરે. (બેહિશ્તી ઝેવર)

હા, ઈમામ સા. નમાઝ પઢાવતા હોય અને સહ્વના સિજદા વાજિબ થાય એવી કોઈ ભૂલ થઈ, ત્યાર બાદ કોઈ માણસ જમાઅતમાં શામિલ થયો તો ઈમામ સાથે આ મસ્બૂક નમાઝી પણ સહ્વના સિજદા કરે. ચાહે તે ભૂલ વખતે શરીક ન હતા. હવે મસ્બૂક ઊભો થઈ પોતાની બાકી રકા'તો પૂરી કરે છે. તેમાં સહ્વના સિજદા વાજિબ થાય એવી કોઈ ભૂલ થઈ તો છેલ્લા કા'દામાં અત્તહિય્યાત પછી ફરીથી સહ્વના સિજદા કરવા વાજિબ છે.

(આલમગીરી–૧, શામી–૧)



કોઈ માણસ ચાર રકા'ત પઢે છે; પરંતુ ચોથી રકા'તે બેસવાનું ભૂલી ગયો અથવા બે રકા'ત પઢે છે અને બીજી રકા'તે બેસવાનું ભૂલી ગયો અથવા ત્રણ રકા'ત પઢે છે અને ત્રીજી રકા'તે બેસવાનું ભૂલી ગયો અને બરાબર ઊભો થઈ ગયો તો યાદ આવતાં જ બેસી જાય; બલકે જયાં સુધી વધારાની એટલે કે બે પઢે છે તો ત્રીજી, ત્રણ પઢે છે તો ચોથી અને ચાર પઢે છે તો પાંચમી રકા'તના સિજદા કરતાં પહેલાં યાદ આવે તો બેસી જવું જોઈએ અને અત્તહિય્યાત પઢી સહ્‌વના સિજદા કરી નમાઝ પૂરી કરે અને જો વધારાની રકા'તના સિજદા પણ કરી લીધા તો હવે આ ફર્ઝ નમાઝ ફરી પઢવી પડશે. આ નમાઝ નફલ કહેવાશે; અલબત્ત, પાંચમી રકા'ત સાથે છઠ્ઠી રકા'ત પણ મિલાવી લે અને સહ્‌વના સિજદા ન કરે અને જો પાંચમી રકા'ત પર સલામ ફેરવી દીધી તો ચાર રકા'ત નફલ કહેવાશે અને એક રકા'ત બેકાર થશે. (બેહિશ્તી ઝેવર-૨)

જો કોઈ માણસ ચોથી રકા'ત પર બેસ્યો અને અત્તહિય્યાત પઢી ભૂલથી ઊભો થઈ ગયો તો પાંચમી રકા'તના સિજદા કરતાં પહેલાં યાદ આવે તો બેસી જાય અને અત્તહિય્યાત ન પઢે; બલકે તરત જ એક તરફ સલામ ફેરવીને સહ્‌વના સિજદા કરી નમાઝ પૂરી કરે અને જો પાંચમી રકા'તના સિજદા કરી લીધા પછી યાદ આવ્યું તો એક રકા'ત મિલાવી છ રકા'ત પૂરી કરે, ચાર ફર્ઝ કહેવાશે અને બે નફલ. જો પાંચમી રકા'ત પર સલામ



ફેરવી દીધી અને સહ્વના સિજદા કરી નમાઝ પૂરી કરી તો તેણે ખરાબ કર્યું. હવે ચાર રકા'ત ફર્ઝ કહેવાશે અને એક રકા'ત બેકાર જશે. (બેહિશ્તી ઝેવર-૨)

# સજદએ તિલાવત

હદીસ શરીફમાં છે કે, જ્યારે ઈબ્ને આદમ-ઈન્સાન આયતે સિજદહ પઢે છે અને સિજદો કરે છે તો શયતાન એક તરફ હટી રડતો-કકળતો કહે છે, હાય અફસોસ ! ઈન્સાનને સિજદાનો હુકમ થયો અને તેણે સિજદો કર્યો તો હવે એના માટે જન્નત છે અને મને સિજદાનો હુકમ થયો અને મેં હુકમ ન માન્યો-અવગણના કરી સિજદો ન કર્યો તો મારા માટે દોઝખ છે. (મુસ્લિમ-૧)

કુર્આન શરીફમાં ચૌદ આયતો સિજદાની છે. સિજદાની આયત પઢનાર અને સાંભળનાર બંને પર સિજદએ તિલાવત વાજિબ થાય છે. કુર્આન શરીફમાં આ ચૌદ જગાઓના હાશિયા-કિનારા પર "અસ્સજદહ" લખેલું હોય છે, પરંતુ સત્તરમા સિપારાની છેવટમાં જ્યાં "અસ્સજદહ" લખેલું છે તે આયતને પઢવા-સાંભળવાથી અહનાફના નજદીક સિજદો વાજિબ થતો નથી, તે જગા ચૌદ જગાઓના સિવાય છે.

સજદએ તિલાવતની રીત આ છે કે "અલ્લાહુ અકબર"

કહી સિજદામાં જાય અને સિજદામાં કમથી કમ ત્રણ (અથવા પાંચ, સાત) વખત "સુબ્હાન રબ્બિયલ આ'લા" પછી અલ્લાહુ અકબર કહી ઉઠી જાય. સિજદો અદા થઈ જશે અને બેહતર આ છે કે સિજદો કરવા માટે ઊભો થાય અને સિજદા પછી ઊભો થઈ જાય અને જો ઊભો થયા વગર બેસીને સિજદામાં જાય અને સિજદો કરવા પછી ઊભો ન થાય, બલકે બેસી જાય તો પણ દુરુસ્ત છે (સજદએ તિલાવતમાં અત્તહિય્યાત અને સલામ નથી.)

(આલમગીરી–૧, ફતાવા દારુલ ઉલૂમ–૧)

આયતે સિજદાની તિલાવત કર્યા પછી તરત જ સિજદો કરી લેવો બેહતર છે કે જેથી સુસ્તી યા ગફલતથી રહી ન જાય અથવા વિલંબ ન થાય. નમાઝ બહાર પૂરું કુર્આન શરીફ પઢયા પછી અથવા અમુક આયતો–સૂરતો પઢયા પછી એક સાથે બધા સિજદા કરી લે તો પણ દુરુસ્ત છે. ત્રણ મકરૂહ વખતમાં સિજદએ તિલાવતની પણ મનાઈ છે; અલબત્ત સુબ્હે સાદિક પછી અથવા અસર પછી સિજદએ તિલાવત અદા કરવામાં વાંધો નથી.

સિજદાની એક આયતને એક જ મજલિસમાં બે યા બેથી વધુ વાર પઢવા યા સાંભળવાથી એક જ સિજદો વાજિબ થાય છે; પરંતુ અલગ અલગ મજલિસમાં એક જ સિજદાની આયતને પઢવા યા સાંભળવાથી જેટલી મજલિસમાં સિજદાની આયત પઢવા યા સાંભળવામાં

આવી એટલા સિજદા વાજિબ થાય છે. નમાઝ બહાર સિજદાની આયત તિલાવત કરનાર આયતે સિજદહ ધીમેથી પઢે એ મુસ્તહબ છે કે જેથી સાંભળનાર પર વાજિબ ન થાય.

નમાઝમાં આયતે સિજદા પઢે તો તરત જ સિજદો કરવો વાજિબ છે.(જાણીબુઝીને વાર લગાડવી જાઈઝ નથી.) આયતે સિજદા પછી વધુમાં વધુ બે નાની આયત પઢી સિજદો કરી લેવો જરૂરી છે, નહીં તો ગુનેહગાર થશે. (ફતાવા દારુલ ઉલૂમ-૪) અને જો નમાઝમાં આયતે સિજદા પઢયા પછી ત્રણ નાની આયત અથવા એક મોટી આયત પઢી તો હવે સજદએ તિલાવત અદા કરીને નમાઝની છેવટે સહ્‌વના સિજદા કરવા વાજિબ છે અને જો ત્રણ નાની આયતોથી ઓછું પઢીને સજદએ તિલાવત કર્યો તો હવે સજદએ સહ્‌વ વાજિબ નથી. (દુ. શામી-૭૨૧-૭૨૨/૧)

જો નમાઝમાં ત્રણ આયતો પછી તિલાવતનો સિજદો કર્યો અને વાર લાગવાથી છેવટમાં સજદએ સહ્‌વ વાજિબ હતો, પરંતુ તેણે સજદએ સહ્‌વ ન કર્યો તો તે નમાઝ દોહરાવવી વાજિબ છે. જો સજદએ તિલાવત નમાઝમાં વાજિબ થયો હોય તો સલામ ફેરવવાથી પહેલાં, બલકે સલામ ફેરવ્યા પછી પણ જયાં સુધી નમાઝ તોડી નાખે એવું કોઈ કામ કર્યું નથી તો સજદએ તિલાવત કરી લેવો જોઈએ અને તે પછી તૌબા અને ઈસ્તિગફાર સિવાય કોઈ

સૂરત નથી. (એટલે કે નમાઝમાં વાજિબ થયેલ તિલાવતનો સિજદો નમાઝમાં અદા ન કર્યો તો હવે નમાઝની બહાર તેની કઝા નથી અને વાજિબ છૂટયો એટલે તૌબા પણ કરે.)

(ફતાવા રહીમિય્યહ–૩૯૪/૪)

નમાઝ અથવા તરાવીહમાં સજદએ તિલાવત અદા કર્યા પછી ઊભા થઈને ઈમામ સાહબ કે હાફિઝ સાહબે ફરીથી આયતે સિજદહ પઢી તો પહેલો સિજદહ કાફી–પૂરતો છે. ફરી સિજદહ કરવો જરૂરી નથી. સહ્‌વની પણ જરૂરત નથી. (ફતાવા રહીમિય્યહ, આલમગીરી)

## અમલે કસીર

નમાઝ દરમિયાન એવું કામ કરવું જેનાથી નમાઝ તૂટી જાય છે તેને "અમલે કસીર" કહેવામાં આવે છે. અમલે કસીરની તા'રીફ–વ્યાખ્યામાં ફુકહાનો ઈખ્તિલાફ–મતભેદ છે.

એક કથન આ છે કે અમલે કસીર નમાઝમાં દરેક એવા કામને કહેવામાં આવે છે, જેમાં બંને હાથની જરૂરત પડે, એટલે કે બંને હાથ તે કામમાં મશગૂલ થઈ જાય.

બીજું કથન આ છે કે, નમાઝમાં નમાઝીના દરેક એવા કામને કહેવામાં આવે છે, જેના લઈ દૂરથી જોનાર–

નમાઝથી બહારના માણસને યકીન થઈ જાય કે આ માણસ નમાઝની હાલતમાં નથી (તો તેને અમલે કસીર કહેવાય છે) અને દરેક એવું કામ જેના લઈ નમાઝની બહારથી જોનાર માણસને શંકા રહે કે કદાચ તે નમાઝમાં છે તો તેને અમલે કલીલ કહેવાય છે. આ બીજા કથનને ઘણા ફુકહાએ પસંદ કર્યો છે અને તેને "અસહ" કહ્યો છે.

(બદાઈઉસ્સનાઈઅ–૬૨૨/૨)

અમલે કસીરથી નમાઝ તૂટી જાય છે અને અમલે કલીલથી નમાઝ મકરૂહ થાય છે.

નમાઝમાં ફુઝૂલ હરકતોથી બચવું જોઈએ. (જેમ કે દાઢી અને મોઢા પર હાથ ફેરવતા રહેવું, ઉઝર વગર ખંજવાળવું, સિજદામાં જતા–ઉઠતાં પાયજામો ખેંચવો વગેરે) એનાથી નમાઝ મકરૂહ થાય છે અને થઈ શકે છે કે અમલે કસીર થઈ (નમાઝ તૂટી) જાય.

(ફતાવા રહીમિય્યહ–૪)

નમાઝ દરમિયાન માથા પરથી ટોપી પડી જાય તો કિયામ અને રુકૂઅની હાલતમાં લેવી જાઈઝ નથી અને સિજદાની હાલતમાં માથાની આગળ પડેલી ટોપી (એક હાથે) અમલે કલીલથી લેવી દુરુસ્ત છે.

(ફતાવા રહીમિય્યહ–૪)

બાંયો ચઢાવેલી હાલતમાં જ તેમજ અર્ધી બાંયવાળું કમીસ પહેરીને નમાઝ પઢવી મકરૂહ છે. વુઝૂ માટે અથવા બીજા કોઈ કારણસર બાંયો ચઢાવેલી હોય તો ઉતારી લેવી. પછી નમાઝ શરૂ કરવી. જો બાંયો ચઢાવેલી હાલતમાં રકા'ત મેળવી લેવાના શોખમાં નમાઝમાં દાખલ થઈ જાય તો બેહતર આ છે કે એવી રીતે ધીમે ધીમે અને થોડી થોડી કરી ઉતારી લેવી કે જેનાથી અમલે કસીર લાઝિમ ન થાય.

(ફતાવા રહીમિય્યહ–૪)

નમાઝમાં (એક રુકનમાં) લગાતાર ત્રણ વખત કોઈ કામ કરવાથી પણ બચવું જોઈએ, કારણ કે અમુક ફુકહાના મત મુજબ આ અમલે કસીર છે. (શામી–૪૬૨/૧)

## ફજરની નમાઝ અને ઝોહર-અસરની સુન્નતો વિશે ચોખવટ

ફજરની બે રકા'ત સુન્નત અને બે રકા'ત ફર્ઝ છે. ફજરની સુન્નતની હદીસ શરીફમાં ઘણી તાકીદ આવેલી છે.

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે :

ફજરની બે રકા'ત દુનિયા અને દુનિયાની દરેક ચીજથી

બેહતર છે. ફજરની બે રકા'ત કદી ન છોડો. ભલે, ઘોડાઓ કચડી પણ કેમ ન નાખે. (મુસ્લિમ, અબૂ દાવૂદ)

જો કોઈ ઉઝરના લઈ ફજરની નમાઝ કઝા થઈ ગઈ તો જો તે જ દિવસે ઝવાલ પહેલાં કઝા અદા કરે તો સુન્નત અને ફર્ઝ બંનેની કઝા કરે અને જો તે દિવસે ઝવાલ પહેલાં ન પઢી શક્યો તો હવે ફક્ત બે ફર્ઝની કઝા કરે.

(શામી ભા. ૧)

ફજરની જમાઅત ઊભી થઈ ગઈ હોય તો પણ પહેલાં સુન્નતો પઢી જમાઅતમાં શરીક થવું જોઈએ, બલકે ઈમામ સાથે કા'દામાં શરીક થઈ શકવાનું યકીન હોય તો પણ (જમાઅતખાનાથી બહાર અથવા થાંભલા વગેરેની આડમાં) સુન્નતો પઢી લેવી. હા; બિલકુલ જમાઅત છૂટી જવાનો ભય હોય તો સુન્નતો છોડી જમાઅતમાં શામિલ થઈ જવું જોઈએ, કારણ કે ફર્ઝની તાકીદ સુન્નતથી વધીને છે. (ફતાવા રહીમિય્યહ–૧)

ફજરનો વખત તંગ હોય એટલે કે ફક્ત બે રકા'ત પઢવાની ગુંજાઈશ હોય (તો ફક્ત બે રકા'ત ફર્ઝ પઢી લેવી) અથવા જમાઅતમાં શામિલ થવાના કારણે સુન્નતો છોડી દીધી (કે સુન્નત પઢવા લાગશે તો જમાઅત પૂરી થઈ જશે.) અને ફક્ત બે રકા'ત ફર્ઝ પઢી તો હવે સુન્નતોની કઝા વાજિબ નથી; પરંતુ મકરૂહ વખત નીકળ્યા પછી

(તરત અથવા ઝવાલ પહેલાં પહેલાં) પઢી લે તો બેહતર છે. (ફતાવા રહીમિય્યહ–૧)

ઝોહરની સુન્નતોની પણ હદીસમાં તાકીદ આવેલી છે. તેને જમાઅત પહેલાં પઢી લેવી જોઈએ અને જમાઅતનો વખત નજદીક હોય તો સુન્નત નમાઝ શરૂ ન કરવી જોઈએ અને જો અજાણપણે ઝોહરની સુન્નત શરૂ કરી દીધી અને હજુ બે રકા'ત પણ થઈ નથી કે જમાઅત ઊભી થઈ ગઈ તો બે રકા'ત પર સલામ ફેરવી જમાઅતમાં શામિલ થઈ જવું જોઈએ. આ બે રકા'ત નફલ ગણાશે અને જમાઅત પહેલાંની ચાર રકા'ત ''સુન્નતે મુઅક્કદહ'' જમાઅત પછી પઢવી જરૂરી છે અને જો બે રકા'ત પૂરી થઈ ગઈ અને ત્રીજી રકા'ત માટે ઊભો થઈ ગયો ત્યારે જમાઅત ઊભી થઈ તો હવે મુખ્તસર–ટુંકી કિર્અત કરી ચાર રકા'ત પૂરી કરી જમાઅતમાં શામિલ થવું જોઈએ અને આ જ હુકમ જુમ્આ પહેલાંની ચાર સુન્નતનો છે, જ્યારે કે ખુત્બો શરૂ થઈ જાય. (ફતાવા રહીમિય્યહ–૧)

ઝોહરની ચાર રકા'ત સુન્નત જમાઅત પહેલાં પઢી ન શકાય તો જમાઅત પછી પહેલાં બે રકા'ત સુન્નત પઢવી અને ત્યાર પછી આગળની ચાર સુન્નત પઢવી અને જમાઅત પછી પહેલાં ચાર રકા'ત આગળની સુન્નત પઢી અને ત્યાર પછી બે રકા'ત સુન્નત પઢી તો પણ વાંધો નથી; પરંતુ પહેલી સૂરત પ્રમાણે પઢવી બેહતર છે, એટલે

કે પહેલાં બે સુન્નત અને પછી આગળની ચાર સુન્નત.

અસર અથવા ઈશાના વખતે ચાર રકા'ત સુન્નતે ગેર મુઅક્કદાની નિય્યતથી શરૂ કરી અને જમાઅત ઊભી થઈ જવાના કારણે બે રકા'ત પર સલામ ફેરવી દીધી; (બલકે ફેરવી જ દેવી જોઈએ) તો હવે પાછળથી બીજી બે અથવા પૂરી ચાર પઢવી લાઝિમ નથી. (ભલેને ચારની નિય્યત કરી હતી.) કારણ કે ચાર રકા'તની નિય્યત કરી (નફલ યા સુન્નત) શરૂ કરવાથી ચાર વાજિબ થતી નથી; બલકે બે જ વાજિબ થાય છે, જે પઢી ચૂક્યો. હા, જરૂરી સમજ્યા વગર પાછળથી બીજી બે પઢી લે તો સવાબ મળશે,(પરંતુ અસરના ફર્ઝ પઢયા પછી નફલ, સુન્નત પઢવી મકરૂહ છે તેને ધ્યાનમાં રાખવું). (ફ. મહમૂદિય્યહ–૨, શામી–૪૫૫/૧)

## નમાઝીની સામેથી પસાર થવું

નમાઝ પઢનારની સામેથી પસાર થવું ગુનાહનું કામ છે. હદીસ શરીફમાં નમાઝીની સામેથી પસાર થનારને શયતાન કહેવામાં આવ્યો છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે, નમાઝીની સામેથી પસાર થનાર જો જાણી લે કે એનો વબાલ અને ગુનોહ કેટલો સખ્ત છે તો તે (ચાળીસ દિવસ યા મહિના યા વર્ષ મતલબ કે લાંબી મુદત સુધી) ઊભા

રહેવાનું પસંદ કરી લે (પણ નમાઝીની આગળથી પસાર થવાની હિમ્મત ન કરે.) (બુખારી, મુસ્લિમ)

જમાઅત થઈ ગયા પછી તરત જ એકદમ બહાર જવાની કોશિશ કરી પાછળ જે મસ્બૂક નમાઝીઓ નમાઝમાં મશગૂલ હોય તેમની સામેથી પસાર થઈ ગુનેહગાર ન બનવું જોઈએ; બલકે થોડીવાર ઝિક્ર વગેરેમાં મશગૂલ રહેવું જોઈએ. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે, નમાઝી જ્યાં સુધી મસ્જિદમાં પોતાની નમાઝની જગ્યાએ બેસી ઝિક્ર, તિલાવત, તસ્બીહ વગેરેમાં મશગૂલ રહે છે તો ફરિશતાઓ તેના માટે રહમતની દુઆઓ કરે છે અને કહે છે : ઈલાહી ! એના પર રહમ ફરમાવ, તું એની બખશિશ કરી આપ, તું એની તૌબા કબૂલ કર, જ્યાં સુધી તે (મસ્જિદવાળાઓને) તકલીફ ન આપે (એટલે કે વુઝૂ ન તોડે.) (બુખારી, મુસ્લિમ)

જો નમાઝીના બિલકુલ આગળ કોઈ માણસ બેઠેલો હોય તો બેસી રહે. તેની નમાઝ ખતમ થતાં સુધી ઈન્તિઝાર કરવો બેહતર છે અને હટવું પણ દુરુસ્ત છે. અલબત્ત, જો નમાઝી કંઈક જમણી તરફ હટેલો હોય તો તેની ડાબી તરફથી હટે અને જો કંઈક ડાબી તરફ હટેલો હોય તો તેની જમણી તરફથી હટે અને જો બિલકુલ જ સીધમાં–મધ્યમાં હોય તો બંને તરફથી હટી શકે છે.

(નિઝામુલ ફતાવા પે. ૩૬૦)

નમાઝીને પણ જોઈએ કે રસ્તામાં તેમજ અવર-જવરવાળી જગ્યામાં નમાઝ ન પઢે અને જો ખુલ્લી જગ્યા કે સહન વગેરેમાં નમાઝ પઢે તો કોઈ વસ્તુની આડ કરી લે. એટલે કે લાકડી વગેરે જે જાડાઈમાં આંગળી બરાબર અને લંબાઈમાં કમથી કમ બે વેંત યા એક હાથ બરાબર હોય તેને પોતાની સામે ઊભી મૂકી દે.

(ફતાવા રહીમિય્યહ-૩)

નમાઝીની સામેથી કોઈ પસાર થાય તો તેની નમાઝમાં કોઈ જાતનો વાંધો આવશે નહીં. અલબત્ત, પસાર થનાર ગુનેહગાર થશે અને પસાર થનાર માણસને નમાઝી હાથના ઈશારા વડે યા "સુબ્હાનલ્લાહ" વગેરે કહી રોકી શકે છે. હા, હાથો વડે પકડી તેને હટાવે નહીં અને ઈશારો તથા તસ્બીહ બંનેને જમા ન કરે. (શામી-૧)

## ઈમામથી આગળ વધી જવું

જમાઅતની સાથે નમાઝ પઢતી વખતે નમાઝના અરકાનોની અદાયગીમાં ઈમામથી આગળ ન વધવું જોઈએ. તેમ કરવાથી નમાઝી જલ્દીથી ફારિગ થઈ જવાનો નથી; બલકે એના માટે સખત વઈદ આવી છે.

હદીસ શરીફમાં છે : જે માણસ પોતાનું માથું ઈમામના ઉઠાવવાથી પહેલાં સિજદામાંથી ઉઠાવી લે છે (અથવા

ઈમામ પહેલાં રુકૂઅ–સિજદા વગેરે કરી લે છે) તે એ વાતથી નથી ડરતો કે અલ્લાહ તઆલા એનું માથું ગધેડાના માથાની જેમ બનાવી દે. (બુખારી, મુસ્લિમ)

## બેસીને નફલ નમાઝ પઢવા વિશે

નફલ નમાઝ બેસીને પઢવી પણ જાઈઝ છે; પરંતુ બેસીને પઢવાથી અડધો સવાબ મળે છે. એટલા માટે ઊભા થઈને પઢવી બેહતર છે. એમાં વિત્ર પછીની નફલો પણ આવી ગઈ. અલબત્ત, બીમારીના કારણે બેસીને પઢી તો પૂરો સવાબ મળશે. (બેહિશ્તી ઝેવર)

નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી વિત્ર પછીની નફલ બેસીને પઢવી સાબિત છે, પણ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું આ પણ ફરમાન છે કે મને બેસીને પઢવાથી પણ પૂરો સવાબ મળે છે અને નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આમ આદતે શરીફા લાંબી તહજ્જુદ પઢવાની હતી, અહિં સુધી કે પગોમાં વરમ થઈ જતો હતો. ત્યાર પછી સુબ્હે સાદિકથી પહેલાં બેસીને બે રકા'ત નફલ પઢતા હતા. અત્યારે પણ કોઈ માણસ લાંબી તહજ્જુદ પઢે જેમાં પાંચ–છ સિપારા પઢે અને થાકીને સુબ્હે સાદિકથી પહેલાં બેસીને બે રકા'ત પઢે એમાં ઈત્તિબાઅ–પયરવી વધુ છે. (ફતાવા મહમૂદિય્યહ–૨)

અલબત્ત, અમુક બુઝુર્ગોથી મન્કૂલ છે કે જો કોઈ સુન્નતોની પયરવી કે અનુસરણ કરનાર કદી કદી વિત્ર પછીની બે રકા'ત આ નિય્યતે બેસીને પઢે કે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બેસીને અદા ફરમાવતા હતા. હું પણ અનુસરણ કરી બેસીને પઢું તો અજબ નથી કે તેને તેની નિય્યત અનુસાર પૂરો અજર–સવાબ મળે. જેમ કે, માલાબુદ્દ મિન્હુમાં છે કે, "વિત્ર પછીની બે રકા'ત બેસીને પઢવી મુસ્તહબ છે;" પરંતુ હદીસ શરીફના અનુસાર તો ઊભો થઈ પઢનાર પૂરા સવાબનો અને બેસીને પઢનાર અડધા સવાબનો હકદાર છે. (ફતાવા રહીમિય્યહ–૩)

## બેસીને પઢવાનો તરીકો :

નફલ નમાઝ બેસીને પઢે તો સહીહ રીત આ છે કે રુકૂઅ વખતે પીઠને એટલી ઝુકાવવામાં આવે કે પેશાની ઘૂંટણોની સામે થઈ જાય. (આ તેની કામિલ–સંપૂર્ણ અદાયગી છે) સૂરીન ઉઠાવવાની જરૂરત નથી.

(ફતાવા રહીમિય્યહ–૪)

નફલ નમાઝ બેસીને પઢે તો તિલાવત વખતે પોતાની નજર ગોદ (ખોળા) તરફ રાખવી મુનાસિબ છે.

(શામી–૧, ફતાવા મહમૂદિય્યહ–૨)

# ઈકામતે સલાત

ઈકામતે સલાતનો અર્થ છે કામિલ તરીકાથી નમાઝ પઢવી એટલે કે નમાઝને ખુશૂઅ–ખુઝૂઅ અને ઝાહિરી–બાતિની અરકાનોની અદાયગી સાથે પાબંદીથી પઢવી કે જેથી તે નમાઝ માણસને બેહયાઈ–નિર્લજ્જતા અને ખરાબ કામોથી રોકી તેના માટે દુનિયા અને આખિરતમાં કામિયાબી, સફળતા અને નજાત–છૂટકારાનું કારણ બને.

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : અને નમાઝના પાબંદ રહો. બેશક, નમાઝ બેહયાઈ અને ખરાબ વાતોથી રોકે છે. (સૂ. અનકબૂત આ. ૪૫)

ખરેખર, તે મુસલમાનોએ (આખિરતમાં) સફળતા મેળવી લીધી જેઓ પોતાની નમાઝમાં ખુશૂઅ કરવાવાળા છે. (સૂ. મુઅ્મિનૂન આ. ૧–૨)

હદીસ શરીફમાં છે : હઝરત ઉબાદહ (રદિ.) ફરમાવે છે કે સૌથી પહેલાં જે ઈલ્મ લોકો (ના દિલો)માંથી ઉઠાવી લેવામાં આવશે તે ખુશૂઅ છે. નઝદીક છે (હે જુબૈર ! રદિ.) કે તમે જામિઅ મસ્જિદમાં દાખલ થાઓ; (અને મસ્જિદ નમાઝીઓથી ભરેલી હોય) પરંતુ કોઈ એક પણ માણસ ખુશૂઅ(થી નમાઝ પઢવા)વાળો તમે ન જુઓ.

(જમ્ઉલ ફવાઈદ ભા. ૧ પેજ–૨૭, તિરમિઝી)

ખુશૂઅ–ખુઝૂઅ એટલે કે, દિલની હાજરી અને બદનના દરેક અવયવો પર તજલ્લુલ–વિનમ્રતાની હાલત ગાલિબ રાખી નમાઝ અદા કરવી. (હઝરત ગંગોહી રહ.)

ખુશૂઅ–ખુઝૂઅ સાથે નમાઝ પઢવી નમાઝની રૂહ–જાન છે જેનાથી માણસ અલ્લાહ તઆલાની નિકટતા–નઝદીકી પ્રાપ્ત કરે છે અને શયતાનથી તેમજ ગુનાહોથી દૂર રહે છે. આજે આ સિફતની ખાસ જરૂરત છે. આના પ્રત્યે તવજ્જુહ–ધ્યાન દેવાની અને મહેનત કરવાની ખાસ જરૂરત છે. અફસોસની વાત છે કે આજે મુસલમાનો દિન–પ્રતિદિન પોતાના મકાન, કારોબાર અને વેપાર–ધંધામાં ખૂબ ખૂબ પ્રગતિ કરે છે અને ખરેખર તેઓએ ઉન્નતી મેળવી લીધી; પરંતુ નમાઝ કે જેનો સંબંધ મરવા પછી પણ બાકી રહે છે તેમાં કોઈ જ તરક્કી–પ્રગતિ ન કરી; બલકે બાલિગ થવા વખતે નમાઝનો જે હાલ હતો તે જ હાલ આજે સાંઈઠ વર્ષની ઉંમરે પણ બાકી છે. અલ્લાહ તઆલા દરેકને જાનદાર નમાઝ પઢવાની તૌફિક આપે.

## નમાઝમાં ધ્યાન પેદા કરવાના વિવિધ નુસ્ખાઓ

### (૧) હરામ રોઝી અને હરામ કામોથી બચવું

હરામ અને શંકાશીલ (મુશ્તબેહ) રોઝીને પેટમાં ન

જવા દો, કારણ કે પછી તે જ ખોરાકનું લોહી બનશે. એટલે તેની અસર દરેક ઈબાદતમાં પડશે. નમાઝોમાં દિલ નહીં લાગે. પછી દુઆઓ કેવી રીતે કબૂલ થાય ?

હદીસ શરીફમાં છે : એક માણસ મુસાફરીમાં વિખરાયેલા વાળ અને ગુબારઆલૂદ–ધૂળમાં લથપથ હોવાની હાલતમાં પોતાના હાથોને આકાશ તરફ ફેલાવી; ઓ મારા પરવરદિગાર, ઓ મારા પાલનહાર ! કહી (દુઆ માંગી) રહ્યો છે; (અને હદીસ શરીફમાં છે કે સફરની હાલતમાં દુઆ કબૂલ થાય છે) પરંતુ તેનું ખાવું, પીવું, પહેરવેશ હરામના છે; બલકે તેની પરવરિશ પણ હરામના માલથી થાય છે તો તેની દુઆ કેમ કરી કબૂલ થાય ?

(મુસ્લિમ શરીફ)

એક માણસે દસ દિરહમનું કાપડ ખરીદ્યું અને એમાં (નવ દિરહમ હલાલના અને) ફક્ત એક દિરહમ હરામનો છે તો જ્યાં સુધી તે પહેરણ–લિબાસ તેના શરીર પર રહેશે ત્યાં સુધી અલ્લાહ તઆલા તેની કોઈ નમાઝ (ઈબાદત) કબૂલ કરશે નહિ. (મિશ્કાત શરીફ–૨૪૩)

વિચાર કરો, શરીરના ઉપરના લિબાસની આ હાલત છે તો જ્યારે આખું શરીર જ હરામ રોઝીથી હરામનું થઈ જાય, જેમાં હરામ ખોરાકથી બનેલ લોહી વહે તેની શી હાલત થાય ? એટલે હરામથી બચી હલાલ રોઝી

ખાવાની–કમાવવાની ફિકર રાખો. અરકાને ઈસ્લામની અદાયગીની સાથે હલાલ રોઝી કમાઈને ખાવી તથા બાલ–બચ્ચાંઓને ખવડાવવી એ પણ ઈબાદત છે અને તેમાં સદકાનો અજ્ર–સવાબ છે; બલકે રસૂલોની મુકદસ જમા'તને પણ નેક કાર્યો પહેલાં હલાલ રોઝીનો હુકમ કરવામાં આવ્યો કે, "હે રસૂલોની જમા'ત ! તય્યબ અને હલાલ રોઝી ખાઓ અને નેક–સાલિહ અમલ કરો."

યાદ રાખો, વ્યાજુ કારોબાર કરવો, વ્યાજ ખાવું, લેવું–દેવું, લાંચ–રુશ્વત લેવી–દેવી, કોઈનો હક દબાવી ખાવો, યતીમનો માલ ખાવો, ઝકાત વાજિબ હોવા છતાં ન આપવી વગેરે કામો હરામ છે. આજે મોટા ભાગના મુસલમાનો કોઈ ને કોઈ રીતે વ્યાજુ કારોબાર સાથે સંકળાયેલા છે. એનાથી ખાસ બચવાની જરૂરત છે. ભલે, દુનિયાની મોટી મોટી કંપનીઓ, બેંકો જોર જોરથી બૂમો પાડે–સાદ દે અને પ્રોત્સાહન આપે કે સાડા પાંચ વર્ષે બમણા, એક થેલી આપો અને બે થેલીઓ લો, પાછલી જિંદગીમાં આરામથી રોટલો ખાઈ સુખચેનથી રહેવા માટે અમારી (વ્યાજુ) સ્કીમમાં જોડાઓ.

પરંતુ અલ્લાહ અને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે, વ્યાજથી માલ ઘટે છે; બલકે બરબાદ થઈ જાય છે અને વ્યાજુ કારોબાર કરનાર, વ્યાજ ખાનાર, લેનાર, દેનાર અને તેનો હિસાબ કરનાર

માટે અલ્લાહ તરફથી લડાઈનું ચેલેન્જ છે, કબ્રમાંથી ઉઠતી વખતે તે પાગલની જેમ ઝલીલ હશે અને દોઝખમાં તેને દર્દનાક અઝાબ થશે એટલે વ્યાજના છાંટાથી પણ દૂર રહેવાની કોશિશ કરવી જોઈએ.

(મઆરિફુલ કુર્આન ભા-૧ ટૂંકમાં)

**ચિશ્ત તક્વા તર્કે શુબ્હાતો હરામ્,**
**અઝ્ લિબાસો અઝ્ શરાબો અઝ્ તઆમ**

તકવો શું છે ? ખાવા-પીવા અને પહેરવેશ (વગેરે)માં હરામ તેમજ મુશ્તબેહ-શંકાશીલ ચીજોને છોડી દેવાનું અને તેનાથી બચવાનું નામ તકવો-પરહેઝગારી છે.

(પન્દનામા-૩૪)

એ જ પ્રમાણે શરીરના દરેક અવયવોને પણ હરામ કામોથી બચાવો, જેનાથી ઈમાનનું નૂર-રોશની વધે છે અને ઈબાદતોમાં લિજ્જત નસીબ થાય છે. હદીસ શરીફમાં છે કે, "જે મુસલમાન માણસ પોતાની આંખો અને નિગાહોની પારકી-પરાઈ સ્ત્રીઓથી હિફાઝત કરે છે- નામહરમને જોવાથી બચે છે તે મુસલમાનને અલ્લાહ તઆલા નૂરે ઈમાની અને એવી ઈબાદતની તૌફીક આપે છે કે જેની હલાવત-મીઠાશ તેનું દિલ મહસૂસ કરે છે."

(મુ. અહમદ, તબરાની, મવાહિબુર્રહમાન-૬)

## (૨) નમાઝના દરેક ભાગની સહીહ અદાયગી :

નમાઝના ઝાહિરી અરકાનો, વાજિબાત, સુન્નતો અને મુસ્તહબ્બાત વગેરેને ખૂબ જ સારી રીતે શાંતિથી અદા કરો, દા.ત. ગુસલ, વુઝૂ, કિયામ, કિર્અત, રુકૂઅ, સિજદહ વગેરે. એને જેમ–તેમ અદા ન કરો, એનાથી નમાઝ બગડે છે.

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક વખત ફજરની નમાઝમાં સૂરએ રૂમ પઢી તો કિર્અતમાં ખલલ પડી. નમાઝથી ફારિગ થઈ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે, અમુક લોકોની આ શું હાલત છે કે તેઓ અમારી સાથે નમાઝમાં શામિલ થાય છે અને તહારત–પાકી (વુઝૂ વગેરે) બરાબર કરતા નથી ! બસ, આ જ લોકો છે જે અમારા કુર્આન પઢવામાં ખલલ નાખે છે. (નસાઈ, મિશ્કાત–૨૯)

અને હદીસ શરીફમાં રુકૂઅ–સિજદા બરાબર અદા ન કરનારને સૌથી ખરાબ ચોર કહેવામાં આવ્યો છે, જે નમાઝમાંથી ચોરી કરે છે. (મિશ્કાત) અને બીજી હદીસ શરીફમાં છે કે જો કોઈ માણસ ખરાબ રીતે નમાઝ પઢે છે અને રુકૂઅ–સિજદા બરાબર અદા કરતો નથી તો તે નમાઝ નમાઝી માટે બરબાદીની દુઆ કરે છે કે અલ્લાહ તઆલા તને બરબાદ કરે જે પ્રમાણે તેં મને બરબાદ કરી અને તે

નમાઝ જુના કપડામાં લપેટીને નમાઝીના મોઢા પર મારી દેવામાં આવે છે. (તરગીબ–તરહીબ)

## (૩) નજરને યોગ્ય સ્થાને રાખવી :

પોતાની નજર જ્યાં રાખવાની છે ત્યાં રાખો. એટલે કે કિયામની હાલતમાં સિજદાની જગ્યા પર, રુકૂઅની હાલતમાં પગોની પાટલી તરફ, સિજદામાં નાક તરફ, કા'દામાં ગોદ–ખોળા તરફ અને સલામ વખતે ખભા તરફ રાખવી. આનાથી ખુશૂઅ પ્રાપ્ત થાય છે.

(મકતૂબાત, દુર્રે મુખ્તાર)

## (૪) દિલની હાજરી અને નમાઝનું ધ્યાન બાકી રાખવું :

ધ્યાન, તવજ્જુહ અને દિલને હાજર રાખી નમાઝ પઢો. એટલે કે જે કંઈ પઢી રહ્યા છો તેના અર્થ તરફ ધ્યાન આપો અને અર્થ ન સમજી શકતા હોવ તો કમથી કમ આટલું તો ધ્યાન આપો જ કે હું નમાઝમાં છું, હું કિયામની હાલતમાં તિલાવત કરી રહ્યો છું, હવે હું રુકૂઅમાં તસ્બીહ પઢી રહ્યો છું, હું સિજદામાં છું, હવે હું અત્તહિય્યાત પઢી રહ્યો છું. મતલબ કે પૂરી નમાઝ દરમિયાન નમાઝનો ખ્યાલ રાખો. ખુશૂઅની જે હકીકત માણસના ઈખ્તિયારમાં છે–જે દરેક જણ કરી શકે છે તે આ જ છે. બાકી ખ્યાલાત–

વિચારો આવતા રહે તેની ફિકર ન કરો. હા, જાણીબુઝીને વિચારો લાવો નહીં અને અલ્લાહ તઆલાથી દુઆ કરતા રહો, ઈન્શાઅલ્લાહ ધીમે ધીમે દિલ વસવસાથી સાફ થઈ જશે. વિચારો અને વસવસાઓથી પરેશાન થઈ નમાઝ ન છોડો. બિલકુલ નમાઝ ન પઢવી એના કરતાં આ નમાઝ લાખ દરજ્જે સારી છે. (અત્તબ્લીગ ભા. ૨૫)

## (૫) એક રુકનમાં બીજા રુકનનો ખ્યાલ ન લાવવો :

નમાઝમાં ધ્યાન અને ખુશૂઅ પેદા કરવાનો એક ઈલાજ આ પણ છે કે દરેક રુકનને અદા કરતી વખતે બીજા રુકનનો ખ્યાલ લાવે નહીં; બલકે એમ સમજે કે મારે ફક્ત આ એક જ રુકન અદા કરવાનો છે અને એ રુકન પૂરો થયા પછી બીજો રુકન અદા કરે. ત્યાં પણ આ પ્રમાણે કરે. દા. ત. કિયામની હાલતમાં રુકૂઅની ફિકર ન કરે અને રુકૂઅની હાલતમાં કવમહની ફિકર ન કરે. એ જ પ્રમાણે દરેક રુકનમાં બીજા રુકન તરફ ધ્યાન ન દે (અને નમાઝ દરમિયાન પોતાના કામની કે જલ્દી બહાર જવાની ફિકર ન કરે). આમ કરવાથી નમાઝીના દિમાગ પર વધુ બોજ પડશે નહીં, ઝહન મુન્તશિર કે વેરવિખેર થશે નહીં તેમજ તે એકચિત્ત થઈ શાંતિથી દરેક રુકન અદા કરી શકશે.

(કમાલાતે અશરફિય્યહ ભા–૧)

**(૬) રિયાકારીથી બચી ઈખ્લાસ પેદા કરવાની કોશિશ :**

રિયાકારીથી બચી ઈખ્લાસની સાથે નમાઝ પઢવાની કોશિશ કરો એટલે કે ફક્ત અલ્લાહની રઝામંદી–ખૂશનૂદી માટે નમાઝ પઢો. એમ સમજો કે અલ્લાહની તૌફિકથી જ આ નમાઝ અદા થઈ અને અલ્લાહથી સવાબની ઉમ્મીદ રાખો અને એમ સમજો કે હું અહકમુલ હાકિમીનની સામે છું અને તે મને જોઈ રહ્યો છે. હદીસ શરીફમાં છે કે, "અલ્લાહની ઈબાદત એ પ્રમાણે કરો કે તમે અલ્લાહને જોઈ રહ્યા છો, કારણ કે જો તમે અલ્લાહને નથી જોતા તો અલ્લાહ તો તમને જુએ જ છે." (મિશ્કાત–૧૧)

નમાઝી પૂરી નમાઝમાં વધુ વાર કિયામ, રુકૂઅ, સિજદા અને કાઈદહ–આ ચાર હાલતોમાં રહે છે તો આ ચાર હાલતો પૈકી દરેક હાલતમાં કમથી કમ ત્રણ વખત આ તસવ્વુર કરે–ખ્યાલ કરે કે હું અલ્લાહની સામે ઊભો છું અને તે મને જોઈ રહ્યો છે.

રિયાકારીના ખ્યાલથી ગભરાઈ જઈ, પરેશાન થઈ નમાઝ ન છોડવી જોઈએ; બલકે જે કામમાં રિયાનો ખ્યાલ આવતો હોય તેને ખૂબ કરવું જોઈએ અને રિયાની પરવા ન કરવી જોઈએ. અલબત્ત, અક્કલ અને અકીદાના એ'તેબારથી તેને ખરાબ સમજતા રહેવું જોઈએ. પછી તે

કામ કરતાં કરતાં આદત બની જાય છે, જેમાં રિયાનો ખ્યાલ પણ રહેતો નથી અને લોકોને તે અમલ નવો પણ નથી લાગતો. એટલે આદતથી ઈબાદત બની જાય છે અને પછી એમાં ખુલૂસ પણ પેદા થવા લાગે છે. (આ રિયા દૂર કરવાનો એક ઈલાજ છે. અલ ઈયાઝુ બિલ્લાહ. રિયાકારીની રગબત કે તા'લીમ આપવામાં આવી નથી. રિયાકારીનો અર્થ છે લોકોને દેખાડવા માટે અમલ કરવો.). (હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ રહ. અત્તબ્લીગ)

## (૭) નમાઝને અંતિમ સમજી અદા કરતા રહેવું :

હદીસ શરીફમાં છે કે, ''એ પ્રમાણે નમાઝ પઢો કે જાણે આ (મારી) છેલ્લી નમાઝ છે''–એટલે કે એવી રીતે નમાઝ પઢયા કરો, જેમ કે તે માણસ પઢે છે જેને આ વાતનું યકીન હોય કે હવે પછી જિંદગીમાં બીજી વખત નમાઝ પઢવાનો મોકો મળવાનો જ નથી (જો આવું સમજવામાં આવશે તો ધ્યાન પેદા થશે જ.)

(જામિઉસ્સગીર)

હઝરત હાતિમ બલ્ખી (રહ.)થી પૂછવામાં આવ્યું કે, 'તમે નમાઝ કેવી રીતે પઢો છો ? તો તેમણે ફરમાવ્યું કે, જયારે નમાઝનો વખત થાય છે તો ખૂબ જ શાંતિથી સારી રીતે વુઝૂ કરું છું, પછી નમાઝ પઢવાની જગ્યાએ પહોંચું

છું અને ખૂબ ઈત્મીનાન–શાંતિથી ઊભો રહું છું જાણે કા’બા મારા મોઢા સામે છે અને મારા પગ પુલસિરાત પર છે, જમણી તરફ જન્નત છે; ડાબી તરફ જહન્નમ છે, મોતનો ફરિશ્તો મારા માથા પર છે અને હું એમ સમજું છું કે આ મારી છેલ્લી નમાઝ છે. ફરી બીજી કોઈ નમાઝ કદાચ નસીબ ન થાય અને મારા દિલની હાલત અલ્લાહ જ જાણે છે. એના પછી ઘણી જ આજિઝી–નમ્રતા સાથે “અલ્લાહુ અકબર” કહું છું, તવાઝુઅ–નમ્રતા સાથે રુકૂઅ કરું છું, આજિઝી સાથે સિજદહ કરું છું અને ઈત્મીનાનથી નમાઝ પૂરી કરું છું, એવી રીતે કે અલ્લાહની રહમતથી કબૂલ થવાની ઉમ્મીદ રાખું છું અને પોતાના અમલોથી મરદૂદ–તિરસ્કૃત થઈ જવાનો ખૌફ રાખું છું.

(ફઝાઈલે નમાઝ)

## (૮) લા હવ્લ વલા કુવ્વ–ત...નો વિર્દ :

હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે કે, **“લા હવ્લ વલા કુવ્વ–ત ઇલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ”** જન્નતના ખઝાનાઓમાંથી એક ખઝાનો છે. અર્થાત્ : નથી કોઈમાં તાકાત (ગુનાહોથી બચવાની) અને નથી કોઈમાં કુદરત (નેક કામ કરવાની;) પરંતુ અલ્લાહ(ની મદદ)થી, જે ઉચ્ચ (અને) મહાન છે. આ દુઆમાં અલ્લાહની બલંદી, ઉચ્ચતા અને તેની મહાનતા તથા બંદાની પોતાની કમઝોરી, બેબસી, પોતાની

જાતને તુચ્છ સમજવા અને બંદાપણાની અજબ તા'લીમ છે (અને આ નવ્વાણું બીમારીઓની દવા છે.)

એક બુઝુર્ગ ફરમાવે છે કે, જે માણસ નમાઝથી પહેલાં (નમાઝની જગ્યાએ ઊભા રહી નિય્યત પહેલાં) **લા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ** (એક વખત યા ત્રણ વખત) તેના અર્થને સમજી–વિચારીને પઢી લેશે તો તેની નમાઝ ઘણી જ ઉમદા અને સારી થશે અને વસવસાઓની પુષ્કળતા કે ભીડથી સલામત રહેશે.

(મઅરિફતે ઈલાહિય્યહ પે. ૩૦૭ ટૂંકમાં)

## (૯) બુઝુર્ગોની સોહબત અને ઝિક્રે ઈલાહીની પાબંદી :

આજે આપણા દિલો નફસ અને શયતાનના અખાડા બની ગયા છે. દુનિયા અને દુનિયાની ચીજો તથા ગંદા વિચારોથી આપણા દિલો–દિમાગ ખડબડી રહ્યાં છે. દિલની સફાઈ કર્યા વગર અને ખુદા–રસૂલ અને દીન–આખિરતની મુહબ્બત દિલમાં પેદા થયા વગર નમાઝોમાં જાન પેદા થવી મુશ્કેલ છે અને તે માટે ઉપર બતાવેલ ઈલાજોની સાથે સાથે સવાર–સાંજ ઝિક્રની પાબંદી કરવામાં આવે અને બુઝુર્ગોની સોહબતમાં બેસીને, તેમનાથી ફૈઝ હાસિલ કરી અને નમાઝ પ્રત્યે સહાબા (રદિ.) અને બુઝુર્ગોને દીનનો નમાઝ પ્રત્યે શોખ–ઈશ્ક

અને તેમના મુજાહદાને વાંચી–સાંભળીને યથાશક્તિ અમલમાં લાવવાથી નમાઝોમાં ધીમે ધીમે જાન પેદા થવા લાગે છે અને આ માટે વિશેષરૂપે બુઝુર્ગોની સોહબતમાં કાયમની હાજરી અને ઝિક્રની પાબંદી અકસીરે આ'ઝમ છે.

**(૧૦) નમાઝનો શણગાર : નૂરે નમાઝની સુરક્ષાની જરૂરત :**

હદીસ શરીફમાં છે કે, નમાઝનું સ્થાન દીનમાં એવું છે જેવું કે માણસના શરીરમાં તેનું માથું. કોઈ માણસનું માથું ન હોય, ફક્ત ધડ હોય તો તે માણસ જીવંત રહી શકતો નથી, તે જ પ્રમાણે જે મુસલમાનની જિંદગીમાં નમાઝનો અમલ નથી તો તેનો દીન પણ બાકી રહી શકતો નથી. હવે જુઓ, માણસ પોતાના માથાને કેવું શણગારે છે, કાંસકી કરે છે, તેલ લગાવે છે, ચહેરાને સાફસૂફ રાખે છે તો પછી મુસલમાન માણસ નમાઝને કેમ શણગારતો નથી? જેવી–તેવી કેમ પઢી લે છે? હદીસ શરીફમાં છે કે સારી રીતે પઢાયેલ કામિલ નમાઝ નમાઝીને દુઆ આપે છે કે, ''અલ્લાહ તઆલા તારી હિફાઝત–સુરક્ષા કરે, જે પ્રમાણે તેં મારી હિફાઝત કરી.'' (તરગીબ વ તરહીબ)

ઉપરોક્ત બાબતોને ધ્યાનમાં લઈ હિમ્મત કરી અમલમાં લાવવાથી આપણી નમાઝોમાં અને આપણાં જીવનમાં નૂર અને બરકતો પેદા થશે. નમાઝોથી ગુનાહ

માફ થઈ નૂર પેદા થાય જ છે. જેમ કે હદીસ શરીફમાં છે કે, વુઝૂના પાણી સાથે ગુનાહ ધોવાઈ જાય છે. એ જ પ્રમાણે ઘરની સામે નહેર હોય અને તેમાં દિવસમાં પાંચ વખત ગુસલ કરવાથી શરીર પર મેલ બાકી રહેતો નથી, તેવી જ રીતે દિવસમાં પાંચેવ નમાઝ પઢનાર ગુનાહોથી પાકસાફ થઈ જાય છે.

પરંતુ આપણા દિલમાં ન નમાઝથી નૂર પેદા થાય છે, ન વુઝૂથી, છેવટે એનું શું કારણ ? તો ખૂબ સમજી લો કે નૂર તો પેદા થાય જ છે, પરંતુ તે જરાક જેટલું હોય છે, કેમ કે આપણા દિલો પહેલેથી જ સાફ હોતા નથી, પછી વુઝૂ અને નમાઝ પણ આપણે મા'મૂલી રીતે અદા કરીએ છીએ, પરંતુ તે છતાં ય જેટલા પ્રમાણમાં પણ નૂર પેદા થાય છે તે આપણી ફુઝૂલ અને બેકાર વાતો (તેમજ ગીબત–નિંદા, ચુગલી, ગાળગલોચ, હસદ–ઈર્ષા અને કપટ વગેરે ગુનાહ)થી ખત્મ થઈ જાય છે. અહિંયા સુધી કે બીજી નમાઝ વખતે કંઈ પણ નૂર બાકી રહેતું નથી. પછી બીજી નમાઝથી થોડુંક નૂર પેદા થયું તે એના પછી બેકાર અને ગુનાહના કામોથી સાફ થઈ જાય છે. આ પ્રમાણે દરરોજ ચાલ્યા કરે છે. હદીસ શરીફમાં છે કે બકબક કરતા રહેવાથી દિલ સખ્ત થઈ જાય છે, વધુ હસવાથી દિલ મરી જાય છે, ગુનાહ કરતા રહેવાથી દિલ કાળું થતું જાય છે. એટલે દરેક બેકાર અને ગુનાહના કામથી બચવું જોઈએ, જેથી નૂરે નમાઝ બાકી રહે અને નૂર વધતું રહે. (અત્તબ્લીગ)

# મુસાફિરની નમાઝ

જયારે માણસ પોતાના અસલી વતનથી ૪૮ માઈલ (૭૭ કિલોમીટર અને ૨૪૭ મીટર)નો સફર કરવાનો ઈરાદો કરે અને પોતાના ગામ, શહેર–કસ્બાની આબાદીથી બહાર નીકળી જાય તો તે શરઈ મુસાફિર કહેવાય છે.

મુસાફિરે ઝોહર, અસર અને ઈશાની ચાર રકા'ત ફર્ઝ નમાઝમાં કસર કરવી વાજિબ છે. એટલે કે ચાર રકા'ત ફર્ઝની જગ્યાએ બે રકા'ત પઢવી જરૂરી છે. જો જાણીબુઝીને ચાર રકા'ત પૂરી પઢશે તો ગુનેગાર થશે અને આ નમાઝને દોહરાવવી જરૂરી છે. સજદએ સહ્વ કાફી નહીં થાય. અલબત્ત, ભૂલથી ચાર રકા'ત પઢી લીધી તો ગુનેહગાર થશે નહીં અને સજદએ સહ્વ કરવાથી નમાઝ સહીહ થઈ જશે; પરંતુ આ ત્યારે જ માન્ય રહેશે જયારે કે બીજી રકા'ત પર કા'દો કર્યો હોય અને જો બીજી રકા'ત પર કા'દો ન કર્યો હોય તો ફર્ઝ બાતિલ થઈ જશે અને ચારેવ રકા'તો નફલ થઈ જશે અને આ સૂરતમાં પણ સજદએ સહ્વ જરૂરી છે. (ફતાવા રહીમિય્યહ–૩)

મુસાફિરે ફજરની બે રકા'ત ફર્ઝ તેમજ મગરિબ અને વિત્રની ત્રણ રકા'તમાં કસર ન કરવી; બલકે પૂરી નમાઝ પઢવી. ફક્ત ચાર રકા'તવાળી ફર્ઝ નમાઝમાં જ કસર વાજિબ છે.

સફરે શરઈમાં સુન્નતોમાં કસર ન કરવી; (બલકે પૂરેપૂરી પઢવી) ઈત્મીનાનની હાલત હોય, ઉતાવળ ન હોય, સાથીઓથી અલગ થઈ જવાનો ભય ન હોય, સાથીઓને રાહ જોવાથી તકલીફ પણ ન હોય તો સુન્નતે મુઅક્કદહ ખાસ કરીને ફજર અને મગરિબ પછીની સુન્નતો ન છોડે. હા, ઈત્મીનાન–શાંતિ ન હોય અથવા ગાડી આવવા યા ઉપડવાના સમયે ભીડની હાલત હોય કે (જેથી) ચઢવા–ઉતરવામાં તકલીફ પડે અથવા ગાડી છૂટી જવાનો ભારે ખતરો હોય તો જો આવા વખતે નમાઝ પઢવામાં આવે તો સુન્નતો ન પઢે.

(ફતાવા રહીમિય્યહ–૫, ફતાવા મહમૂદિય્યહ–૨)

પોતાના વતનથી ૪૮ માઈલ કે તેથી વધુ દૂર આવેલ સફર સ્થાનમાં મુસાફિરનો ઈરાદો પંદર દિવસ અથવા એનાથી ઓછા દિવસ રોકાવાનો હોય તો ત્યાં પહોંચ્યા પછી પણ નમાઝ કસરથી પઢતા રહેવી. જો પંદર દિવસથી વધુ રહેવાનો ઈરાદો હોય તો કસર કરવી નહીં; બલકે પૂરી ચાર રકા'ત પઢવી.

સફરમાં છૂટેલી નમાઝોની કઝા કસર જ કરવી, ભલેને તે પોતાના વતનમાં પઢે અને સફર પહેલાંની ઈકામતની હાલતમાં છૂટેલી નમાઝોની કઝા પૂરી પઢવી, ભલેને તે સફરમાં પઢે અને આ બાબતમાં નમાઝના છેલ્લા વખતનો એ'તેબાર કરવામાં આવશે. એટલે કે નમાઝનો સમય પૂરો

થતી વખતે જે હાલતમાં હોય તે પ્રમાણે નમાઝ પઢવી. (દા.ત. ઝોહરની નમાઝ પઢી નથી અને ઝોહરનો વખત પૂરો થવામાં થોડીક જ વાર છે એટલામાં તેને સફરમાં જવાનું થયું અને આબાદીથી પણ બહાર નીકળી ગયો અને નમાઝ ન પઢી શક્યો તો હવે વતનમાં આવીને પણ કઝા કરે તો બે જ રકા'તની કઝા કરે, કારણ કે તે છેલ્લા સમયે સફરમાં હતો....એ જ પ્રમાણે દા. ત. પાંચ વાગ્યે ઝોહરનો ટાઈમ પૂરો થાય છે. હવે કોઈ માણસ સફરમાં છે, ઝોહરની નમાઝ હજુ પઢી નથી અને પાંચ વાગવામાં ફક્ત બે જ મિનિટ બાકી છે એટલામાં તેણે ઈકામતની–પંદરથી વધુ દિવસ રોકાવાની નિય્યત કરી લીધી અથવા પોતાના વતનમાં દાખલ થઈ ગયો અને નમાઝ ન પઢી શક્યો તો હવે જ્યારે પણ કઝા કરે, પૂરી ચાર રકા'તની કઝા કરે, કારણ કે છેલ્લા વખતમાં તે સફરમાં રહ્યો ન હતો).

મતલબ કે નમાઝના છેલ્લા વખતમાં કમથી કમ તકબીરે તહરીમા કહી શકાય એટલો મોકો મળે તો તે વખતે જો સફરમાં હોય તો બે રકા'ત પઢવી અને જો તે વખતે ઈકામતની હાલત હોય તો ચાર રકા'ત કઝા પઢવી.

(હિદાયહ અવ્વલૈન–૧)

સફરની હાલતમાં કોઈક સ્થળે અથવા મસ્જિદમાં મુકીમ ઈમામ અદા નમાઝ તેના નિયમિત વખતમાં પઢાવતા હોય તો જો ત્યાં જમાઅતમાં શામિલ થવાનો

મોકો મળે તો તે ઈમામની ઈક્તિદામાં–તાબેદારીમાં પૂરી નમાઝ પઢે; પરંતુ જો કોઈ મુસાફિર ઈમામ બને તો તે બે જ રકા'ત પઢાવે અને એના માટે મુનાસિબ છે કે નમાઝ શરૂ કરતાં પહેલાં એ'લાન કરી આપે કે હું મુસાફિર છું, હવે ત્યાંના મુકીમ મુક્તદીઓ ઈમામના બે રકા'ત પર સલામ ફેરવ્યા પછી ઊભા થઈ બાકી બે રકા'તો કિર્અત કર્યા વગર પૂરી કરી લે. (એટલે કે કિયામની હાલતમાં કિર્અત ન કરે, બલકે થોડીવાર ઊભા રહીને રુકૂઅમાં જાય. આ પ્રમાણે નમાઝ પૂરી કરે.) (નૂરુલ ઈઝાહ)

ડ્રાઈવર, કંડકટર વિગેરે જેઓ દરરોજ અપ–ડાઉન કરે છે અથવા લાંબી ટ્રીપમાં થોડાક દિવસ રોકાય છે તો તે લોકો પણ ૪૮ માઈલ કે એથી વધુ દૂર જવાના ઈરાદે પોતાની આબાદીથી બહાર નીકળી ગયા પછી રસ્તામાં અને જયાં પંદર દિવસથી થોડો સમય રોકાય ત્યાં નમાઝોમાં કસર કરે. (ફતાવા રહીમિય્યહ ભા. ૫)

મુસાફિર પર જુમ્આ વાજિબ નથી, પણ જો પઢી લેશે તો અદા થઈ જશે, ઝોહર પઢવાની જરૂરત નથી.

ટ્રેન તેમજ પ્લેનમાં નમાઝ પઢવાની રહેશે. જો જમાઅત કરીને પઢી શકાય એમ હોય તો જમાઅતથી નમાઝ પઢવામાં આવે અને જો જમાઅતથી ન પઢી શકાય તો એકલા એકલા નમાઝ પઢવી પડશે. જો ઊભા રહીને

નમાઝ પઢવું કોઈ કારણસર મુશ્કેલ હોય તો બેસીને રુકૂઅ–સિજદા કરીને નમાઝ પઢવી પડશે. કિબ્લો હોકાયંત્ર (કિબ્લાનુમા)થી માલુમ કરવો અને જો દિશાસૂચક યંત્ર ન હોય તો જે તરફ પાકો વિચાર થાય તે તરફ રુખ કરીને નમાઝ પઢવી.

સફરમાં પણ નમાઝોનો ખાસ ખ્યાલ રાખવો. જો થઈ શકે તો નમાઝોમાં સહુલત રહે તે ગાડી–બસ વગેરેમાં જ સફર કરવો. અફસોસની વાત છે કે આજે ઘણા લોકો આ બાબતમાં બેદરકાર રહે છે. ખાસ કરીને હાજી લોકો કે તેઓ હજના એક ફર્ઝને અદા કરવા જાય છે અને બીજી તરફ કેટલી ય ફર્ઝ નમાઝો ગફલત અને સુસ્તીમાં છોડી દે છે યા કઝા કરી દે છે. આનાથી બચવું જોઈએ.

## બીમારની નમાઝ

બીમાર માણસ માટે પણ નમાઝ માફ નથી. જો બીમાર માણસ ઊભો થઈ નમાઝ પઢવાથી બિલકુલ લાચાર હોય તો બેસીને પઢે. (ફર્ઝ અને વાજિબ નમાઝમાં કિયામ ફર્ઝ છે.) જો પૂરી રકા'ત ઊભો થઈને ન પઢી શકે તો કમથી કમ તકબીરે તહરીમા ઊભો થઈને કહે; સહારા વગર ઊભો ન રહી શકે તો દિવાલ અથવા લાકડીનો સહારો પણ લઈ લે. પોતાના ખાદિમનો સહારો લઈ શકે છે. ખુલાસો આ કે તકબીરે તહરીમા કહીને ફક્ત એક આયત કોઈ પણ

રીતે ઊભો થઈને પઢી શકે છે તો તેટલી વાર જરૂર ઊભો રહે અને બાકીની નમાઝ બેસીને પૂરી કરે અને જો એટલી પણ તાકત ન હોય યા બીમારી વધી જવાનો ભય હોય તો બેસીને રુકૂઅ–સિજદા કરી નમાઝ પઢવાની ઈજાઝત રહેશે. એ જ રીતે બેસવા વિશે પણ હુકમ છે. જો બેસીને રુકૂઅ–સિજદા કરવાની તાકત ન હોય તો બેસીને રુકૂઅ–સિજદાના ઈશારાથી નમાઝ પઢે. એટલે કે સિજદા માટે રુકૂઅથી વધારે ઝુકે. જો તકિયો લગાવીને યા બીજી કોઈ રીતે બેસી શકે છે તો તે રીતે બેસે.

(નૂરુલ ઈઝાહ, ફતાવા રહીમિય્યહ–૧)

અને જો બેસીને રુકૂઅ–સિજદાના ઈશારાથી પણ નમાઝ પઢવાની શક્તિ નથી તો ચત્તાપાટ સૂઈને અથવા (જમણી) કરવટ પર સૂઈને માથાના ઈશારાથી નમાઝ પઢે અને સિજદા માટે રુકૂઅથી વધારે માથું ઝુકાવે. ચત્તાપાટ સૂઈને પઢવી વધુ બેહતર છે અને તેની રીત આ છે કે કિબ્લા તરફ સૂઈ જાય અને માથા નીચે તકિયો મૂકી દે કે ચહેરો આસમાન તરફ ન રહે અને થઈ શકે તો ઘૂંટણોને ઊભા રાખે, જેથી કિબ્લા તરફ પગ ન રહે અને જો આ પ્રમાણે પણ પઢવાની તાકાત નથી તો નમાઝ મુલ્તવી રાખે અને આ જ હાલતમાં પાંચ નમાઝોથી વધુ વખત પસાર થઈ જાય તો તેના માટે નમાઝ માફ છે, (એટલે કે સારું થઈ ગયા પછી આ નમાઝોની કઝા વાજિબ

નથી), પરંતુ જો પાંચ નમાઝોથી ઓછો વખત આવી મા'ઝૂર હોવાની હાલત રહી તો છૂટેલી નમાઝોની કઝા વાજિબ છે (આંખોના અને દિલના ઈશારાથી નમાઝ પઢવી જાઈઝ નથી.) (નૂરુલ ઈઝાહ)

જો કોઈ બીમાર કિબ્લાની દિશા તરફ રુખ કરી નમાઝ પઢવા પર શક્તિમાન ન હોય અને કિબ્લાની દિશા તરફ ફેરવનાર કે રાખનાર પણ કોઈ મવજૂદ ન હોય તો તેણે કિબ્લા સિવાયની જે પણ દિશામાં હોય તે તરફ રુખ કરી (વખત પર) નમાઝ પઢવી જોઈએ. નમાઝને મોડી–લેટ ન કરે અને (સારું થઈ ગયા પછી) તે નમાઝોને ફરી પઢવાની પણ નથી–તે નમાઝો સહીહ લેખાશે; પરંતુ જો કિબ્લા તરફ ફેરવનાર કે રાખનાર કોઈ મવજૂદ છે અને તેનાથી (કિબ્લા તરફ ફેરવવાનું) કહ્યા વગર (કિબ્લા સિવાયની દિશામાં) નમાઝ પઢી લીધી તો નમાઝ સહીહ થશે નહિ. હા, જો બીમાર માણસે તેને કહ્યું; પરંતુ તેણે તેના કહેવા પર અમલ ન કર્યો તો (કિબ્લા સિવાયની દિશામાં ય) તેની નમાઝ દુરુસ્ત–સહીહ લેખાશે.)

(ઈમ્દાદુલ અહકામ–૬૦૭, આલમગીરી)

જો (કોઈ પથારીવશ બીમારના બિસ્તર (કપડાં કે બદન) નાપાક હોય અને પાક કરવાની કોઈ સૂરત ન હોય (અથવા બિસ્તર યા કપડાંને બદલવાથી તેને ખૂબ તકલીફ થતી હોય અથવા ઑપરેશન વગેરેના કારણે તે લાચાર

હોય) તો આવી બીમારીની હાલતમાં પણ (નાપાકી સાથે) નમાઝ અદા કરે. નમાઝ છોડે નહીં. ઈન્શા અલ્લાહ અદા થઈ જશે. (ફતાવા રહીમિય્યહ–૬, શામી–૧, પે. ૨૮૩, ૭૧૫)

જો કોઈ બીમાર ઈસ્તિન્જો કરવાથી બિલકુલ મજબૂર હોય અને કોઈ એવો માણસ પણ પાસે નથી જેને સતર જોવું જાઈઝ છે તો આવા વખતે ઈસ્તિન્જો સાકીત થઈ જાય છે–માફ થઈ જાય છે. તો આવી હાલતમાં પણ નમાઝ પઢે, કઝા કરે નહિ. (જરૂરત વખતે બીવી મર્દનું અને મર્દ બીવીનું સતર જોઈ શકે છે–લાચારી વખતે એક બીજાને ઈસ્તિન્જો કરાવી શકે છે; (પરંતુ એ સિવાય બીજા કોઈ સગાને સતર જોવું જાઈઝ નથી. ન તો માં–બાપે કે ન તો પુત્ર–પુત્રીએ.

(બેહિશ્તી ઝેવર–૨, ફતાવા રહીમિય્યહ–૬, પે. ૪૧૫)

## જનાઝાની નમાઝ

### મુસાફિરે આખિરત :

આ દુનિયામાં જે પણ આવ્યો તે જવા માટે જ આવ્યો છે. દરેક જીવને મૌતની મઝા ચાખવાની છે. દુનિયાની દરેક વસ્તુ ફના થનાર છે.

આહ, દુનિયાની જિંદગી ! ખરેખર એક સ્વપ્ન જેવી

છે, રસ્તે ચાલતા મુસાફિરની જેમ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે : **''કુન ફીદુન્યા કઅન્ન-ક ગરીબુન્ અવ્ આબિરુ સબીલ''** દુનિયામાં એક એવા મુસાફિરની જેમ રહો, જે પરદેશમાં અજનબી અને બેયારો-મદદગાર (સહારા વગરનો) હોય; બલકે એક વટેમાર્ગુની જેમ રહો. (બુખારી શરીફ)

મુસાફિર જે પ્રમાણે પોતાની પાસે ખપજોગી વસ્તુઓ રાખે છે, વધારે સામાન સાથે રાખવાથી ગભરાય છે કે જેટલો વધારે સામાન તેટલી વધારે ફિકર. મુસાફિર માણસ ખાવા-પીવા તથા સૂવાનું આગળ-પાછળ કરી લે છે; બલકે અમુક વખતે છોડી પણ દે છે, મુસીબત-તકલીફ વેઠી લે છે, કોઈની સાથે લડવા-ઝઘડવાનું પસંદ નથી કરતો, તે જાણે અને સમજે છે કે હું સફરમાં છું. અહિંયા ભલે મને તકલીફ પડે; પરંતુ મને મારા વતન, મંઝિલ અને મકામ પર જઈને અવશ્ય આરામ મળશે જ. આ જ પ્રમાણે આપણે દુનિયામાં રહીએ તો કેવું સારું !

દુનિયા આપણું વતન નથી. નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે : **''અદ્દુન્યા દારુન્ મન્ લા દાર ફીલ્આખિરહ''** ...દુનિયા તે માણસનું ઘર છે જેનું આખિરતમાં ઘર ન હોય. (મિશ્કાત શરીફ) એટલે કે દુનિયા ઘર બનાવવાની જગા નથી. આપણું અસલી અને કાયમનું ઘર આખિરત છે, જ્યાં હંમેશા હંમેશ રહેવાનું છે.

આખિરતની અનંત જિંદગીની સરખામણીમાં આ ઘણી જ થોડી જિંદગી છે. એક નાનો અને ઘણો જ નાનો સફર, આપણી જિંદગીનો સફર ક્યારનો ય શરૂ થઈ ગયો છે. આખિરત તરફ જતી ટ્રેઈનરૂપી જિંદગી, બલકે પ્લેનરૂપી જિંદગીમાં બેસી આપણે જઈ રહ્યા છીએ. તેનું પહેલું સ્ટેશન કબ્ર છે. ત્યાં અસલી–નકલી ઈમાન અને સારા–નરસા અમલોની ચકાસણી કરવામાં આવશે અને મોતની બ્રેક વડે કબ્રમાં ક્યારે પહોંચી જવાય તેનો કોઈ ભરોસો નથી તો પછી દુનિયાનો નકામો મોહ શા કામનો ? દુનિયા જેટલી મુકદર કે ભાગ્યમાં છે એ તો મળીને જ રહેશે. મુકદરનો ઘૂંટડો બાકી રહી ગયો હશે તો મૃત્યુ વખતે ચમચી વડે પણ પાણી પીવાનું નસીબ થશે કે તારા ભાગ્યનો ઘૂંટડો પીને જા અને જો મુકદરમાં નથી તો કરોડોની મિલકત પણ કંઈ જ કામ લાગશે નહીં. એટલે મરતાં પહેલાં આ જિંદગીની કદર કરી લો.

જુઓ, હજુ ગઈ કાલે જ એક અતિ સુંદર બાળકનો જન્મ થયો હતો; પરંતુ આજે અમુક વર્ષો પછી તેનો જનાઝો નીકળી રહ્યો છે. આખા ઘરમાં સન્નાટો અને ગમગીની છવાયેલી છે. રડનારા રડી રહ્યા છે, આ શું થયું ? એક સ્વપ્ન હતું તે પૂરું થઈ ગયું. સફર પૂરો થઈ ગયો, રૂહ બદનમાંથી નીકળી ગઈ અને પિંજરારૂપી બદન આપણી સામે છે. હવે તેના અમલો તેની સાથે છે :

**યાદ દારી કે વક્તે ઝાદને તૂ,**
**હમા ખન્દા બુદન્દ વ તૂ ગિરિયાં,**
**આંચુનાં ઝી કે બા'દ મુરદને તુ,**
**હમા ગિરિયાં બુદન્દ વ તુ ખન્દા.**

ઓ દુનિયાના મુસાફિર ! તું તારા જન્મ દિવસને યાદ કર. જયારે તારો જન્મ થયો ત્યારે દરેક જણ ખુશીઓ મનાવી રહેલ હતું. મીઠાઈ વહેંચાઈ રહી હતી; પરંતુ તું તે વખતે રડતો હતો. હવે તું દુનિયામાં આવી ગયો તો એવા કામો કર કે તારા મૃત્યુ વખતે અને મૃત્યુ પછી દરેક જણ રડતો હોય; પરંતુ તું તારા નેક આ'માલ અને અસલી ઘરે પહોંચવાની ખુશીમાં હસતો હોય.

જે પ્રમાણે પહેલાં અઝાન થાય છે, પછી તકબીર કહેવામાં આવે છે અને ત્યાર પછી ઈમામ "અલ્લાહુ અકબર" કહે છે તે જ પ્રમાણે આપણા જન્મ વખતે અઝાન અને તકબીર કહેવાય ગઈ છે. હવે ફક્ત મોતનો ફરિશ્તો અલ્લાહના હુકમની રાહ જોઈ ઊભો છે. જેમ આપણી સામે જનાઝાઓ ઉઠી રહ્યા છે, તેમ આપણો જનાઝો પણ ઉઠશે જ. એક મુસલમાનનો બીજા મુસલમાન પર હક છે કે તે તેના જનાઝામાં શામિલ થાય અને જનાઝાની નમાઝ પઢે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે : જે માણસ (મુસલમાનના) જનાઝામાં શામિલ

થયો અને જનાઝાની નમાઝ પઢી તો તેને એક કીરા'ત અને જે માણસ દફન થતાં સુધી હાજર રહ્યો તો તેને બે કીરા'તનો સવાબ મળે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પૂછવામાં આવ્યું કે, બે કીરા'તનો શું મતલબ છે ? તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે, બે મોટા પહાડના બરાબર (સવાબ).

(જમ્ઉલ ફવાઈદ–૧૩૩/૧, બુખારી, મુસ્લિમ)

પરંતુ આજે આપણને આ સવાબની કદર નથી. આ સવાબ આખિરતના સિક્કા છે. ત્યાં આ સિક્કાની કિંમત માલમ પડશે જયારે કે એક નેકી માટે માણસ આખા કિયામતના મેદાનને ખૂંદી વળશે; પરંતુ કોઈ પણ એક અને ફક્ત એક નેકી દેવા માટે તૈયાર થશે નહીં. ન બાપ, ન પુત્ર, ન ઔરત, ન ભાઈ, ન બહેન, ન દોસ્ત અને ન કોઈ રિશ્તેદાર એટલે આ દુનિયામાં જેમ બને તેમ નેક કામો કરી પોતાની આખિરત સુધારી લો.

આપણી બેકદરીની દલીલ આ છે કે ઘણાખરા માણસો જનાઝાની નમાઝ પઢતા માણસોને તમાશાની જેમ જોયા કરે છે અને બહાર ઊભા રહી જાણે કહે છે કે અમને નમાઝ પઢતાં નથી આવડતું. જો વુઝૂ નથી તો વુઝૂ કરતાં વાર કેટલી લાગે છે અને જો કપડાંનો ઉઝર છે કે પાક નથી તો પ્રથમ તો એ કે મુસલમાન નાપાક હાલતમાં રહી જ કેવી રીતે શકે ? શું તેનો જીવ નથી ગભરાતો ? અને કદાચ

નાપાક થઈ ગયાં તો બદલતાં વાર કેટલી લાગે ? નમાઝ નથી આવડતી તે એક બહાનું છે. યાદ રાખો ! દીનનો જરૂરી ઇલ્મ શીખવો ફર્ઝ છે. ઇલ્મ શીખવામાં શરમ ન રાખો અને કદાચીત તમને નમાઝ આવડતી જ નથી તો પણ નમાઝ પઢનારાઓ સાથે શામિલ થઈ જાઓ અને જે પ્રમાણે બધા કરે છે, તમે પણ કરવા માંડો. વખત કાઢી થોડું થોડું શીખતા જાઓ. દીન ઘણો જ આસાન છે. (અલ્લાહ તઆલા અમલની તૌફિક અતા ફરમાવે, આમીન !).

**જનાઝાની નમાઝના ફરાઈઝ :**

જનાઝાની નમાઝમાં બે ફર્ઝ છે :

(૧) કિયામ (ઊભા રહેવું).

(૨) ચાર તકબીરો કહેવી. એટલે કે ઈમામની સાથે– પાછળ ઊભેલા લોકોએ પણ આહિસ્તા–ધીમે અવાજે "અલ્લાહુ અકબર" બોલવું જરૂરી છે.

જનાઝાની નમાઝ ફર્ઝે કિફાયહ છે. જો કોઈએ પણ નમાઝ ન પઢી તો પૂરી વસતિના લોકો ગુનેહગાર થશે અને જો અમુક માણસોએ પઢી લીધી તો વસતીના માણસો ગુનેહગાર થશે નહિ. જનાઝાની નમાઝ હકીકતમાં નમાઝ નથી; બલકે જનાઝાની નમાઝનો મકસદ દુઆ છે. એટલે

આ નમાઝમાં કિર્અત, રુકૂઅ, સિજદા વગેરે ફર્ઝ નથી અને સના, હમ્દ તથા દુરૂદ શરીફ એ દુઆના અદબોમાંથી છે.

**નમાઝે જનાઝાની રીત :**

પ્રથમ ઝુબાન વડે યા દિલથી આ ઈરાદો કરે કે, “હું અલ્લાહના માટે આ જનાઝાની નમાઝ આ ઈમામ પાછળ પઢું છું અને મય્યિત માટે દુઆ કરું છું.” ત્યાર બાદ ઈમામે જોરથી અને મુક્તદીએ ધીમેથી તકબીર કહેવી અને બન્ને હાથ કાનો સુધી ઉઠાવી દૂંટીની નીચે બાંધી લેવા અને આ મુજબ સના પઢવી :

سُبْحَانَكَ اللّٰهُمَّ وَبِحَمْدِكَ وَتَبَارَكَ
اسْمُكَ وَتَعَالٰى جَدُّكَ وَجَلَّ ثَنَآئُكَ
وَلَآ اِلٰهَ غَيْرُكَ

**સુબ્હાનકલ્લાહુમ્મ વ બિહમ્દિ-ક વ તબારકસ્મુ-ક વ તઆલા જદુક વ જલ્લ ષનાઉ-ક વલા ઈલા-હ ગયરુક.**

પછી ઈમામે જોરથી અને મુક્તદીએ ધીમેથી હાથ ઉઠાવ્યા વગર બીજી તકબીર કહેવી અને તેમાં નમાઝમાં પઢવામાં આવતું દુરૂદે ઈબ્રાહીમ પઢવું. પછી ત્રીજી તકબીર

કહેવી અને જો બાલિગ મર્દ–અવરતનો જનાઝો હોય તો ધીમેથી આ દુઆ પઢવી :

اَللّٰهُمَّ اغْفِرْ لِحَيِّنَا وَ مَيِّتِنَا وَ شَاهِدِنَا وَ غَآئِبِنَا وَ صَغِيْرِنَا وَ كَبِيْرِنَا وَ ذَكَرِنَا وَ اُنْثٰنَا، اَللّٰهُمَّ مَنْ اَحْيَيْتَهٗ مِنَّا فَاَحْيِهٖ عَلَى الْاِسْلَامِ، وَمَنْ تَوَفَّيْتَهٗ مِنَّا فَتَوَفَّهٗ عَلَى الْاِيْمَانِ۔

**અલ્લાહુમ્મગ્ફિર લિહય્યિના વ મય્યિતિના વ શાહિદિના વ ગાઈબિના વ સગિરિના વ કબીરિના વ ઝ–કરિના વ ઉન્ષાના, અલ્લાહુમ્મ મન અહ્યયત્હુ મિન્ના ફ–અહ્યિહી અલલ્ ઈસ્લામ, વ મન તવફફય્તહુ મિન્ના ફ–તવફ્ફહુ અલલ ઈમાન.**

જો નાબાલિગ છોકરાનો જનાઝો હોય તો આ દુઆ પઢવી :

اَللّٰهُمَّ اجْعَلْهُ لَنَا فَرَطًا وَّ اجْعَلْهُ لَنَا اَجْرًا وَّ ذُخْرًا وَّ اجْعَلْهُ لَنَا شَافِعًا وَّ مُشَفَّعًا ط

**અલ્લાહુમ્મજઅલ્હુ લના ફ–રતંવ્ વજઅલ્હુ લના અજરંવ્ વ ઝુખ્રંવ્ વજઅલ્હુ લના શાફિઅંવ્ વ મુશફફઆ.**

જો નાબાલિગ છોકરીનો જનાઝો હોય તો આ દુઆ પઢવી :

اَللّٰهُمَّ اجْعَلْهَا لَنَا فَرَطًا وَّ اجْعَلْهَا لَنَا اَجْرًا وَّ ذُخْرًا وَّ اجْعَلْهَا لَنَا شَافِعَةً وَّ مُشَفَّعَةً ط

**અલ્લાહુમ્મજઅલ્હા લના ફ–રતંવ્ વજઅલ્હા લના અજરંવ્ વ ઝુખ્રંવ્ વજઅલ્હા લના શાફિઅતંવ્ વ મુશફ્ફઅહ.**

ત્યાર બાદ ચોથી તકબીર કહેવી. ચોથી તકબીર પછી કંઈ જ પઢવાનું નથી; બલકે ફક્ત સલામ ફેરવી લેવી અને બેહતર આ છે કે ચોથી તકબીર પછી હાથ બાંધેલા રહેવા દેવા અને સલામ પછી હાથ છોડવા.

**જનાઝાના જરૂરી અહકામ, મસાઈલ :**

જનાઝાની નમાઝ જ્યારે એક દુઆના જેમ છે તો હવે જનાઝાની નમાઝ પછી ઊભા રહી દુઆ કરવાની જરૂરત નથી; બલકે એની કોઈ સાબિતી નથી. એટલે જનાઝાની નમાઝ પછી દુઆ ન માંગવામાં આવે, કેમ કે આ (શરીઅતમાં) ઝિયાદતીના મુશાબેહ છે. (અલબત્ત, મય્યિતને દફન કર્યા પછી કબ્ર પાસે–કબ્રના નઝદીક ઊભા

રહી દુઆ માંગવી મસ્નૂન છે.)

(બહ્ર, માલાબુદ્દ, શર્હે વિકાયહ, નૂરુલ ઈઝાહ, મિરકાત, ખુલાસતુલ ફતાવા, ફતાવા રહીમિય્યહ, ફતાવા મહમૂદિય્યહ–૨)

પગમાં જોડા–ચપ્પલ પહેરીને જનાઝાની નમાઝ પઢે તો જ્યાં ઊભો હોય તે જગા અને જોડા–ચપ્પલ બન્નેનું પાક હોવું જરૂરી છે અને જો જોડા–ચપ્પલ કાઢી તેના ઉપર પગ રાખી નમાઝ પઢે તો ફક્ત જોડા–ચપ્પલનું પાક હોવું જરૂરી છે. જો જોડા–ચપ્પલ નાપાક હશે તો નમાઝ થશે નહિ.

જનાઝાની નમાઝ શરૂ થઈ ગયા પછી આવનાર માણસ આવતાં જ શામિલ ન થાય; બલકે તે પછીની ઈમામની તકબીરની રાહ જુએ. પછી જ્યારે ઈમામ તકબીર કહે ત્યારે શામિલ થઈ જાય અને ઈમામના સલામ ફેરવ્યા પછી ફક્ત પોતાની છૂટેલી તકબીરો કહીને સલામ ફેરવી લે અને તેમાં કંઈ પઢવાની જરૂરત નથી. જો ઈમામે ચોથી તકબીર કહી દીધી હોય તો હવે તરત જ શામિલ થઈને ઈમામના સલામ પછી છૂટેલ તકબીરો કહી સલામ ફેરવી દે. (બેહિશ્તી ગવહર)

બચ્ચાના શરીરનો વધુ ભાગ બહાર આવતાં સુધી જીવંત હોવાના ચિહ્નો બાકી રહે, એટલે કે માથા તરફથી પેદા થાય તો છાતી સુધી અને પગો તરફથી પેદા થાય તો દૂંટી સુધી નીકળે ત્યાં સુધી જો જીવંત હોવાના ચિહ્નો

જણાય તો બચ્ચું જીવંત લેખાશે, એને મસ્નૂન તરીકાથી ગુસલ–દફન આપી જનાઝાની નમાઝ પઢીને દફન કરવામાં આવે અને જો વધુ ભાગ નીકળતા પહેલાં જ મરી જાય તો બાળક મૃત લેખાશે. એને ધોઈ, પાક–સાફ કપડામાં લપેટી જનાઝાની નમાઝ પઢયા વગર દફન કરી દેવામાં આવે અને આ બંને હાલતોમાં નામ પણ રાખી લેવામાં આવે. (ફતાવા રહીમિય્યહ–૫)

મૃત્યુ પછી મય્યિત પાસે લોબાન વગેરે કોઈ ખૂશ્બૂ સળગાવી દો અને હૈઝ–માસિક તથા નિફાસવાળી ઔરત અને જેના ઉપર ગુસલ ફર્ઝ હોય તેઓ તેની પાસે ન રહે અને જ્યાં સુધી મય્યિતને ગુસલ દેવામાં ન આવે ત્યાં સુધી તેની પાસે કુર્આન શરીફ પઢવું દુરુસ્ત નથી.

(બેહિશ્તી ઝેવર–૨)

જનાઝાને લઈને ચાલતી વખતે દોડવાની હદથી કમ હદે જરા ઝડપથી ચાલવું જોઈએ. જનાઝાને બીમાર સમજી એકદમ ધીમી ગતિએ ન ચાલવું જોઈએ અને જનાઝાની પાછળ ચાલવું અફઝલ તથા મુસ્તહબ છે કે જેથી જનાઝો સામે હોવાના કારણે પોતાને ઈબ્રત પણ મળે અને મૌત–આખિરત તરફ વધુ ધ્યાન રહે. કાંધ દેવા માટે થોડા માણસો આજુબાજુ અને આગળ રહે અને કાંધ દઈને તેઓ પાછળ આવી જાય તે જાઈઝ છે. આ પ્રમાણે પાછળ–વાળાઓને પણ કાંધ દેવામાં સહુલત રહેશે. હા, બધા જ

લોકો આગળ થઈ જાય તે મકરૂહ છે. એ જ પ્રમાણે આજકાલ કાંધ દેવા માટે જે લાંબી લાંબી લાઈન લગાવવામાં આવે છે તે પણ યોગ્ય નથી.

જનાઝો લઈ જતી વખતે કોઈ દુઆ અથવા ઝિક્ર (જેમ કે કલિમએ શહાદત, લા ઈલા–હ ઈલ્લલ્લાહ અથવા અલ્લાહુ અકબર વગેરે) બલંદ–ઊંચી અવાજે પઢવું મકરૂહ છે અને ધીમી અવાજથી પણ કોઈ ખાસ ઝિક્ર સાબિત નથી. અલબત્ત, જો ધીમે ધીમે કંઈ પઢે અને તેને જનાઝો લઈ જતી વખતે પઢવાની સુન્નત ન સમજે તો પઢી શકે છે.

(બેહિશ્તી ગવહર)

જનાઝા સાથે ચાલતી વખતે અથવા કબ્રસ્તાનમાં દુનિયાની કે કામધંધાની વાતો કરવી–ગપસપ કરવી ઘણી જ મહરૂમી અને બેઅદબીનું કામ છે. હા, કોઈ સગા–સંબંધીની મુલાકાત થઈ જાય તો ટૂંકમાં ખબર–અંતર પૂછવામાં વાંધો નથી; બલકે જો થઈ શકે તો કંઈક પઢીને તેને બખ્શી આપો અથવા કમથી કમ કુલ હુવલ્લાહુ અહદની સૂરત બાર વખત યા અગિયાર વખત યા સાત વખત અથવા ત્રણ વખત પઢીને તેનો સવાબ તે મય્યિત અને દરેક મો'મિન મર્દ–અવરતની રૂહોને બખ્શી આપો–આમ કહો કે હે અલ્લાહ ! આનો સવાબ ફલાણા ફલાણાને પહોંચાડી આપ અને ફક્ત નિય્યત કરી લે તો પણ કાફી છે, તેને સવાબ પહોંચી જશે.

**કબ્રસ્તાનમાં દાખલ થવાની દુઆ :**

اَلسَّلَامُ عَلَيْكُمْ يَا اَهْلَ الْقُبُوْرِ يَغْفِرُاللّٰهُ لَنَا
وَلَكُمْ وَاَنْتُمْ سَلَفُنَا وَنَحْنُ بِالْاَثَرِ۔

**અસ્સલામુ અલયકુમ યા અહ્લલ્ કુબૂરિ યગ્ફિરુલ્લાહુ લના વ લકુમ વ અન્તુમ સલફુના વ નહ્નુ બિલ્અષરિ.**

મય્યિતને કબ્રમાં ઉતારતી વખતે "**બિસ્મિલ્લાહિ વ અલા મિલ્લતી રસૂલિલ્લાહ**" પઢવું મુસ્તહબ છે અને મય્યિતને કબ્રમાં રાખીને (ચહેરા સાથે પૂરા શરીરને) જમણી કરવટ કિબ્લારુખ સુવડાવી દેવું મસ્નૂન છે.

કબ્રમાં ત્રણ ખોબા ભરી માટી નાખવી અને તે વખતે આ આયત્ પઢવી :

પહેલી વખતે مِنْهَا خَلَقْنَاكُمْ

બીજી વખતે وَفِيْهَا نُعِيْدُكُمْ

ત્રીજી વખતે وَمِنْهَا نُخْرِجُكُمْ تَارَةً اُخْرٰى

**મિન્હા ખલક્નાકુમ,**

**વફીહા નુઈદુકૂમ,**

**વ મિન્હા નુખ્રિજુકુમ તાર-તન્ ઉખ્રા.**

## ઈસાલે સવાબની આસાન રીત : ઓછી મહેનત, અઢળક નફો

ઈસાલે સવાબ એટલે કે મય્યિતને સવાબ પહોંચાડવો, તેના માટે મગફિરતની દુઆ કરવી. ફુકહા અને ઉલમા આ વાત પર સર્વસંમત છે કે મય્યિતને તિલાવત વગેરેથી સવાબ પહોંચાડવો સાબિત છે, તેનો સવાબ મય્યિતને પહોંચે છે. ઈસાલે સવાબ માટે કોઈ દિવસ-વાર, મહિનાને નક્કી સમજવું પાયાહિન છે. તેની કોઈ સાબિતી નથી, બલકે મૃત્યુ પછી ગમે તે સમયે પહોંચાડી શકે છે. દફન પહેલાં પણ સવાબ પહોંચાડી શકાય છે.

જો નેક અમલ દા.ત. તિલાવતે કુર્આન, નવાફિલ, સદકો-ખૈરાત વગેરે આ નિય્યતથી કરવામાં આવે કે અલ્લાહ તઆલા આનો સવાબ ફલાણા (મર્હૂમ)ને પહોંચાડી આપો તો પણ કાફી-પૂરતું છે અને જો નિય્યત વગર કરવામાં આવે તો પાછળથી આ દુઆ કરે કે, 'હે અલ્લાહ ! આનો સવાબ ફલાણાને પહોંચાડી આપ !' (તો પણ જાઈઝ છે.) (ફતાવા મહમૂદિય્યહ-૨/૪૦૮)

દરેક મુસલમાન (વિશેષરૂપે દીનદાર વર્ગ) દરરોજ ફર્ઝ, વાજિબ સિવાય નફલ ઈબાદત–નમાઝ, તિલાવત, ઝિક્ર, તસ્બીહ, દુઆ અને સદકો વગેરે કરતા જ રહેતા હોય છે. આ ખૂબ સારી આદત છે. અલ્લાહ તઆલા વધુ નેક અમલની તૌફિક આપે, આમીન ! તેનો પૂરેપૂરો સવાબ તો મળશે જ, પરંતુ ઉલમા લખે છે કે, આ પ્રમાણેની નફલ ઈબાદત પછી તેનો સવાબ સઘળાં મુસલમાન મર્દ–અવરતની રૂહોને બખ્શી આપવો જોઈએ. પઢનારના સવાબમાંથી કંઈ કમ–ઓછું થશે નહિ. જ્યારે બીજી તરફ પોતાના જ માં–બાપ, રિશ્તેદાર અને પોતાના મો'મિન ભાઈને કબ્રમાં રાહત થઈ જશે. ફક્ત નિય્યત અને ઈરાદાની જરૂર છે. આટલું જ નહિ, બલકે અમુક વખત સવાબ પહોંચાડનાર વધુ સવાબનો હકદાર બને છે. હદીસમાં છે કે, "જે માણસ કબ્રસ્તાનમાંથી પસાર થયો અને તેણે અગિયાર વખત "કુલ હુવલ્લાહ" પઢી અને તેનો સવાબ મુરદાઓની રૂહોને બખ્શી આપ્યો તો તેને મુરદાઓની સંખ્યા પ્રમાણે સવાબ મળશે." સૂરએ યાસીન પઢીને બખ્શવાનો પણ આ જ અજર છે, આનું નામ છે ઓછી મહેનત ને અઢળક નફો. અલ્લાહ તઆલા અમલની તૌફિક આપે, આમીન !

(ફતાવા રહીમિય્યહ, ફઝાઈલે સદકાત)

# જુમ્આનું વર્ણન

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

"મો'મિનો ! જ્યારે જુમ્આના દિવસે (જુમ્આની) નમાઝના માટે (પહેલી) અઝાન દેવામાં આવે તો અલ્લાહની યાદના માટે જલ્દી કરો. (એટલે કે નમાઝ અને ખુત્બાના માટે મસ્જિદે જવાનો ખૂબ એહતિમામ–પ્રબંધ કરો) અને ખરીદ–વેચાણ (તથા દરેક તે કામ જે જુમ્આની સઈથી મસ્જિદે જવાથી રોકનાર છે તેને) છોડી દો. જો સમજો તો આ તમારા હકમાં બેહતર છે."

(સૂ. જુમ્આ, મઆરિફુલ કુર્આન)

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે :

'બધા દિવસોથી બેહતર અને શ્રેષ્ઠ જુમ્આનો દિવસ છે. આ દિવસે હઝરત આદમ અલયહિસ્સલામને પેદા કરવામાં આવ્યા, આ જ દિવસે જન્નતમાં દાખલ કરવામાં આવ્યા, આ જ દિવસે જન્નતથી બહાર લાવવામાં આવ્યા અને કિયામત પણ આ જ દિવસે આવશે.' (મુસ્લિમ શરીફ)

જુમ્આનો દિવસ સઘળાં દિવસોનો સરદાર છે અને અલ્લાહ તઆલાના નઝદીક ઈદુલ ફિત્ર અને ઈદુલ અદહાથી પણ વધારે તેની મહાનતા છે. (ઈબ્ને માજહ)

જે મુસલમાન જુમ્આના દિવસે અથવા જુમ્આની રાત્રે મરણ પામે છે તેને અલ્લાહ તઆલા કબ્રના અઝાબથી મહફૂઝ–સુરક્ષિત રાખે છે. (તિરમિઝી શરીફ)

જુમ્આની નમાઝ ફર્ઝે ઐન છે. દરેક આકિલ, બાલિગ, મુકીમ મર્દ પર જુમ્આ ફર્ઝ છે, જયારે કે ઝાલિમોથી અમન–સલામતી હોય. બચ્ચાઓ, મુસાફિરે શરઈ, ઔરતો, આંધળાઓ, અપાહજ અને બીમાર માણસો જે મસ્જિદે જવાથી મા'ઝૂર હોય તેઓ પર જુમ્આ ફર્ઝ નથી. મા'ઝૂર અને મુસાફિર જુમ્આ પઢશે તો અદા થઈ જશે. મુસાફિર ખુત્બો અને જુમ્આની નમાઝ પઢાવી શકે છે. (શામી : ૫૪૮/૧) જુમ્આનો ઈન્કાર કરનાર કાફિર છે અને ઉઝર વગર છોડનાર ફાસિક છે. (ફત્હુલ કદીર, શામી–૧)

નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે :

લોકોને જોઈએ કે તેઓ જુમ્આ છોડવાથી બચે, નહીં તો અલ્લાહ તઆલા તેમના દિલો પર મહોર લગાવી દેશે. પછી તેઓ સખ્ત ગફલતમાં પડી જશે. (મુસ્લિમ)

જે માણસ સુસ્તીથી ત્રણ જુમ્આ વગર ઉઝરે છોડી દે છે તેના દિલ પર અલ્લાહ તઆલા મહોર લગાવી દે છે. (તિરમિઝી)

જાણીબૂઝીને જુમ્આ છોડી દેનાર લોકોના ઘરો સળગાવી

દેવાનો નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પાકો ઈરાદો ફરમાવ્યો હતો. (મુસ્લિમ)

હવે જે માણસ મુસલમાન થઈ કોઈ પણ જુમ્આ પઢતો નથી તેની હાલત કેવી હશે ? એનો ઈલાજ આ છે કે તે જલ્દીથી તૌબા કરી જુમ્આ તથા પાંચેવ નમાઝોની પાબંદી શરૂ કરી દે અને છૂટેલી નમાઝોની કઝા કરી લે તો અલ્લાહ તઆલાની ઝાતથી મગફિરતની ઉમ્મીદ છે.

નોકરીના કારણે જુમ્આ છોડવી જાઈઝ નથી; બલકે પગાર કપાવીને પણ રજા લઈને જુમ્આ પઢે અને જો આ પ્રમાણે પણ રજા ન મળે તો તે નોકરી છોડી દે અને બીજી નોકરી શોધી લે, પણ નમાઝ ન છોડે. રોઝી દેવાવાળો અલ્લાહ છે. (ફતાવા રહીમિય્યહ ભા. ૩)

**જુમ્આના અદબો :**

દરેક મુસલમાનને જોઈએ કે જુમ્આના દિવસે વહેલી સવારથી જ; બલકે જુમેરાતની સાંજથી જ જુમ્આ માટેની બધી તૈયારીઓ કરી રાખે. બુઝુર્ગો ફરમાવે છે કે સૌથી વધારે ફાયદો તે માણસને થશે, જે જુમ્આના દિવસની રાહ જોતો હોય. (બેહિશ્તી ગવહર)

હદીસ શરીફમાં છે કે, જે માણસ જુમ્આના દિવસે ખૂબ સારી રીતે ગુસલ કરી, પાકસાફ થઈ, તેલ અને ખુશ્બૂ

લગાવી ઘરેથી નીકળ્યો અને સુકૂન–શાંતિથી મસ્જિદે પહોંચ્યો, સફોને ચીરીને અને લોકોને હટાવી (તકલીફ આપી) આગળ ન વધ્યો, ઘણી જ ચુપકીદીથી ખુત્બો સાંભળતો રહ્યો. પછી એ જ પ્રમાણે ખુશૂઅ–ખુઝૂઅ અને શાંતિથી નમાઝ પઢી તો તે માણસના એક જુમ્આથી લઈ બીજી જુમ્આ સુધી; બલકે વધુ ત્રણ દિવસના (સગીરહ–નાના) ગુનાહ માફ કરી દેવામાં આવે છે. (જુમ્આના દિવસે મિસ્વાક જરૂર કરો.) (ઈબ્ને માજહ, બુખારી, મુસ્લિમ)

જુમ્આના દિવસે ગુસલ કરી પોતાની પાસે જે સૌથી વધુ સારા, સ્વચ્છ કપડાં હોય તે પહેરે અને થઈ શકે તો ખુશબૂ–અત્તર લગાવે અને નખ પણ કાપી લે તથા (બગલ અને દુંટીની નીચેના વાળની પણ સફાઈ કરી લે.)

(બેહિશ્તી ગવહર)

જે માણસ જુમ્આના દિવસે (ચોવીસ કલાક દરમિયાન કોઈ પણ સમયે) સૂરએ કહફ પઢશે તો તેના માટે એના કદમથી લઈ આકાશની બલંદી સુધી એક નૂર જાહેર થશે, જે કિયામતના દિવસે રોશની દેશે અને પાછલી જુમ્આથી આ જુમ્આ સુધી બધા (સગીરહ) ગુનાહ માફ થઈ જશે.

(મઆરિફુલ કુર્આન, ભા.૫)

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે, ‘જુમ્આના દિવસે મારા પર ખૂબ દુરૂદ

મોકલ્યા કરો-પઢતા રહો, કારણ કે આ એવો મુબારક દિવસ છે કે એમાં ફરિશ્તાઓ હાજર થાય છે અને જે કોઈ મારા પર દુરૂદ પઢે છે તો એના ફારિગ થયા પછી તરત જ મારા ઉપર (ફરિશ્તાઓ મારફત) પેશ કરવામાં આવે છે.'

(ઈબ્ને માજહ)

હદીસ શરીફમાં છે કે, જે માણસ જુમ્આના દિવસે અસરની નમાઝ પછી પોતાની જગ્યાએથી ઉઠવા પહેલાં એંસી (૮૦) વખત આ દુરૂદ શરીફ પઢે તો એના એંસી વર્ષના (સગીરહ) ગુનાહ માફ થશે અને એંસી વર્ષની (નફલ) ઈબાદતનો સવાબ લખવામાં આવશે. તે દુરૂદ શરીફ આ પ્રમાણે છે :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِنِ النَّبِيِّ الْاُمِّيِّ
وَعَلٰى اٰلِهٖ وَسَلِّمْ تَسْلِيْمًا ۔

**''અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્નબિય્યીલ ઉમ્મીય્યી વ અલા આલિહી વ સલ્લિમ તસ્લીમા.''**

(સખાવી રહ. ફઝાઈલે દુરૂદ)

હઝરત સુહેલ (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જમાનામાં અમે બપોરનું ખાણું અને કયલુલા (બપોરનું સૂવું) જુમ્આની

નમાઝ પછી કરતા હતા. (તિરમિઝી) આનો ફાયદો એ થશે કે ભૂખ્યા હોવાના લઈ ગફલત તથા ઊંઘથી હિફાઝત થશે; પરંતુ જો ખૂબ ભૂખ લાગી હોય તો પહેલાં ખાઈ લેવું જોઈએ અથવા ભૂખ દબાવા પૂરતું થોડું ખાઈ લેવું અને જુમ્આ પહેલાં સૂવાથી થઈ શકે છે કે આંખ ન ખુલે અને જુમ્આ છૂટી જાય.

જુમ્આના દિવસે કબ્રસ્તાન જઈ મુરદાઓ માટે ઈસાલે સવાબ કરવો તથા મગફિરતની દુઆ કરવી મસ્નૂન છે.

## જુમ્આની રકા'તો :

ચાર રકા'ત સુન્નતે મુઅક્કદહ, બે રકા'ત ફર્ઝ ઈમામ સાથે, ચાર રકા'ત સુન્નતે મુઅક્કદહ અને ત્યાર પછી બે રકા'ત સુન્નત.

## જુમ્આની સઈ વાજિબ છે :

સઈ એટલે કે નમાઝ અને ખુત્બા માટે મસ્જિદે પહોંચવા માટેનો ખૂબ જ એહતિમામ કરવો અને જેમ બને તેમ ખૂબ જલ્દી મસ્જિદે પહોંચવું.

જુમ્આની પહેલી અઝાન જે મીનારા અથવા માઈક વડે લોકોને નમાઝની જાણ માટે એ'લાન તરીકે દેવામાં આવે છે, ત્યારથી જ જુમ્આની સઈ વાજિબ થઈ જાય છે અને

ખરીદ–વેચાણ વગેરે કામો હરામ થઈ જાય છે.

(ફત્હુલ કદીર, મઆરિફુલ કુર્આન)

જુમ્આના દિવસે જલ્દી મસ્જિદે પહોંચવાનો ઘણો જ સવાબ છે. હદીસ શરીફમાં છે કે, જુમ્આના દિવસે (જે મસ્જિદમાં જુમ્આ થાય છે તે) મસ્જિદના દરવાજે ફરિશ્તાઓ (આવીને) ઊભા રહે છે અને એક પછી એક (અનુક્રમે) આવનારાઓના નામો લખે છે. જે માણસ પહેલી ઘડીમાં આવે છે તેને ઊંટની કુર્બાની કરવા જેટલો સવાબ મળે છે અને બીજી ઘડીમાં આવનારને ગાયની કુર્બાની કરવા જેટલો, ત્રીજી ઘડીમાં આવનારને મેંઢાની કુર્બાની કરવા જેટલો, ચોથી ઘડીમાં આવનારને રાહે ખુદામાં મરઘી સદકો કરવાનો અને પાંચમી ઘડીમાં આવનારને ઈંડું સદકો કરવા જેટલો સવાબ મળે છે અને જયારે ઈમામ ખુત્બા માટે નીકળે છે ત્યારે ફરિશ્તાઓ દફતર બંધ કરી ખુત્બો સાંભળવા લાગી જાય છે.

(બુખારી, મુસ્લિમ)

ઈમામ ગઝાલી (રહ.) ફરમાવે છે કે, કેમ મુસલમાનોને યહુદ અને નસારાઓથી શરમ નથી આવતી કે તે લોકો પોતાની ઈબાદતના દિવસે એટલે કે યહુદીઓ શનિવારે અને ઈસાઈઓ રવિવારે પોતાના દેવળો–ચર્ચોમાં કેટલા જલ્દી સવારે ઉઠીને જાય છે અને દુનિયાવાળાઓ ખરીદ–વેચાણ માટે કેટલા જલ્દી બજારોમાં પહોંચી જાય છે તો

હવે મુસલમાનોએ પણ દીન અને સવાબ અર્થે આગળ જ રહેવું જોઈએ. (ઈહ્યાઉલ ઉલૂમ)

પરંતુ આજે આપણી હાલત એ છે કે ઘરેથી નીકળ્યા પછી શેરીઓમાં, રસ્તામાં, મસ્જિદની બેઠકો પર બેસી ઊભા રહી ગપસપ તથા મસ્તી–મઝાકમાં કિંમતી સમય વેડફી મહામૂલી દોલતથી આપણે વંચિત રહીએ છીએ અને ઈમામ સા. જયારે ખુત્બા માટે ઊભા થાય છે ત્યારે વુઝૂ વિગેરે કામોમાં મશ્ગૂલ રહીએ છીએ અને ફક્ત બે રકા'ત પઢી–ન પઢી ચાલ્યા જઈએ છીએ. આ છે આપણું ઈમાન ! હાલાં કે ક્રિકેટ વગેરે બાબતો તરફ એક કલાક અગાઉથી ત્યાં પહોંચી જવા તલપાપડ થઈ જઈએ છીએ અને કેટલા ય દિવસો અગાઉ ટિકીટ બુક કરાવી લઈએ છીએ. અલ્લાહ તઆલા દરેકને નેક–સહીહ સમજ આપે, આમીન !

સુલ્તાન સલ્જુતી જે ઘણો જ દીનદાર બાદશાહ હતો, પોતાની ચાલીસ હજાર મુજાહિદોની ફોજ સાથે ખુરાસાનથી બગદાદ થઈ મુલ્કે રૂમ તરફ રવાના થયો. રસ્તામાં ખબર મળી કે રૂમનો બાદશાહ ત્રણ લાખની ફોજ લઈને સામનો કરવા માટે આવી રહ્યો છે. અમુક કમાન્ડરો, લીડરોએ પીછેહઠ કરી વધુ સૈન્ય લાવી મુકાબલો કરવાની–લડવાની બાદશાહને વિનંતી કરી; પરંતુ બાદશાહે ઈમાન અને યકીનની તાકાત બતાવી આ નાની ફોજ વડે મુકાબલો કરવા

તેઓને તૈયાર કર્યા. જ્યારે જુમ્આના દિવસની સવાર થઈ તો બાદશાહે મુજાહિદોને કહ્યું કે જુઓ, આજે જુમ્આનો દિવસ છે. લડાઈને કોઈ પણ યુક્તિથી લંબાવતા રહો અને જ્યારે બધા ઈસ્લામી દેશોમાં ખતીબો–ઈમામો ખુત્બો પઢવા લાગે અને ખુત્બામાં આ દુઆ માંગે કે, ઈલાહી ! ઉમ્મતે મુહમ્મદ મુસ્તુફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મદદ ફરમાવ, તે વખતે હું તકબીર કહીશ અને તે સાથે જ તમે બધા એક સાથે હુમલો કરી દેજો, કારણ કે તે વખત અલ્લાહની રહમત નાઝિલ થવાનો છે. ઈન્શાઅલ્લાહ, આપણી મદદ થશે. સુલ્તાનના કહેવા મુજબ મુજાહિદોએ બંને ફોજોમાંથી એક એક સૈનિક નીકળી મુકાબલો કરે એમ નક્કી કર્યું. આ પ્રમાણે લડાઈ ચાલતી રહી અને રૂમી સૈન્યના સિપાહીઓ એક પછી એક મરતા રહ્યા. રૂમી બાદશાહ ગભરાયો કે આ પ્રમાણે પૂરી ફોજ ખત્મ થઈ જશે. એટલે તેણે એક સાથે મુકાબલો કરવા માટે પોતાના લશ્કરને સાબદું કર્યું; પરંતુ મુજાહિદો થોડાક થોડાક પાછા હટતા રહ્યા. અહિંયા સુધી કે જ્યારે (ઝવાલ પછી) ખુત્બાનો વખત થઈ ગયો તો સુલ્તાને "અલ્લાહુ અકબર" કહી જોરથી તવહીદનો ના'રો લગાવ્યો અને એ સાથે જ મુજાહિદોએ એક સાથે હુમલો કરી દીધો. મુજાહિદોની તલવાર વીજળીની માફક ચમકવા લાગી અને દુશ્મનોની આગળની હરોળ જુની–પુરાણી, કમજોર દીવાલની જેમ (ઈમાનો–યકીનની તાકતથી) પડી ગઈ. દુશ્મનોના

લશ્કરમાં ભાગદોડ મચી ગઈ અને ત્રણ લાખ હોવા છતાં મુઠ્ઠીભર મુજાહિદો સામે તેઓનો ભૂંડી રીતે પરાજય થયો.

(મવાહિબુર્રહમાન, ભા. ૯ પે. ૫૨૫, ૫૨૬, ટુંકમાં)

જિહાદના મેદાનમાં પણ આપણા પ્રાચીન બાદશાહો તથા મુસલમાનોનું ધ્યાન દૂર દૂર મસ્જિદોમાં પઢાઈ રહાયેલ ખુત્બાઓ અને ખુત્બામાં માંગવામાં આવતી દુઆઓ તરફ રહેતું હતું અને તેઓને સફળતા મળતી હતી; પરંતુ આજે મસ્જિદોની નજદીક હોવા છતાં મસ્જિદોની બહાર રહી આપણે ખુત્બાની દુઆઓ અને અલ્લાહના ઝિક્રથી ગાફિલ રહીએ છીએ એનું પરિણામ આજે આપણી આંખોથી જોઈ રહ્યા છીએ. (અલ્લાહ તઆલા તવફીક આપે અને રહમ ફરમાવે, આમીન !)

## ખુત્બા વખતના અદબો :

જ્યારે ઈમામ ખુત્બા માટે મિમ્બર પર બેસી જાય ત્યારથી જ કોઈ પણ નમાઝ પઢવી અથવા વાતચીત કરવી મકરૂહે તહરીમી છે, પણ સાહિબે તરતીબ માણસે કઝા નમાઝ પઢવી જાઈઝ, બલકે વાજિબ છે. એના માટે બેહતર એ છે કે એક ખૂણામાં જઈ નમાઝ પઢે. (ફત્હુલ કદીર, શામી)

ખુત્બા વખતે મસ્જિદમાં હાજર રહેલ લોકોએ ખુત્બો સાંભળવો તથા ચૂપ રહેવું વાજિબ છે. જો ખુત્બો

સંભળાતો હોય તો જરૂર સાંભળે અને દૂર હોવાના લઈ
ન સંભળાય તો પણ ચૂપ બેસી રહે અને દરેક તેવું કામ
કરવું જેનાથી ખુત્બો સાંભળવામાં ખલલ પડે–તે મકરૂહે
તહરીમી છે. જેમ કે ખાવું–પીવું, વાતચીત કરવી,
ચાલવું– ફરવું, લખવું–પઢવું, તસ્બીહ પઢવી, છીંક તેમજ
સલામનો જવાબ આપવો, મસઅલો બતાવવો,
કાંકરીઓથી રમવું, શોરબકોર કરવો, નબી સલ્લલ્લાહુ
અલયહિ વ સલ્લમનું નામ મુબારક આવે ત્યારે ઝુબાનથી
દુરૂદ શરીફ પઢવું વગેરે કામો કરવા ખુત્બા વખતે જાઈઝ
નથી. હા, કોઈ નાજાઈઝ કામ થતું જુએ તો આંખોના
અથવા હાથના ઈશારાથી રોકી શકે છે અને ખુત્બામાં નબી
સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું નામ મુબારક અથવા
દુરૂદ શરીફની આયત : **ઈન્નલ્લા–હ વ મલાઈકતુહુ...**
સાંભળે તો દિલમાં દુરૂદ શરીફ પઢવું જાઈઝ છે, ઝુબાનથી
ઈજાઝત નથી અને ખુત્બો પઢાવનારે મસ્અલો બતાવવો
જાઈઝ છે. (ફત્હુલ કદીર, શામી)

ખુત્બા વખતે ઈમામની સામે મિમ્બર પાસે દેવામાં
આવતી અઝાનનો જવાબ દેવા વિશે પાછળના હનફી
ઉલમાઓએ હઝરત મુઆવિયા (રદિ.)ની એક હદીસના
લઈ તે અઝાને મિમ્બરીનો જવાબ દેવાની ઈજાઝત આપી
છે. (ફતાવા રહીમિય્યહ ભા. ૩ ટુંકમાં)

પરંતુ (ઝુબાનથી જવાબ દેવાના બદલે) દિલ–દિલમાં

જવાબ દેવો બેહતર છે. (ઈમ્દાદુલ મુફતીન–૩૮૯)

જુમ્આના દિવસે લોકોની ગરદનો ઓળંગીને જનાર માટે હદીસમાં વઈદ આવી છે કે તેને જહન્નમનો પુલ બનાવવામાં આવશે (તિરમિઝી), પરંતુ જો આગળની સફોમાં જગા ખાલી હોય તો (કોઈને તકલીફ ન થાય એ રીતે) ગરદનો ઓળંગી જવામાં વાંધો નથી. (દુર્રે મુખ્તાર)

ખુત્બા વખતે કિબ્લારૂખ બેસવું જોઈએ. એ પ્રમાણે ન બેસવું જોઈએ કે જેનાથી ઊંઘ આવવા લાગે. હદીસમાં છે કે, જ્યારે કોઈને જુમ્આના દિવસે (ખુત્બા વખતે) ઊંઘ આવવા લાગે તો તે પોતાની બેઠક બદલી નાખે. (મિશ્કાત)

## જુમ્આના દિવસે દુઆ કબૂલ થાય છે :

હદીસ શરીફમાં છે કે, 'જુમ્આના (પૂરા) દિવસમાં એક ઘડી એવી છે કે તે દરમિયાન કોઈ મુસલમાન દુઆ માંગે તો તે જરૂર કબૂલ થાય છે.' (બુખારી, મુસ્લિમ)

જુમ્આની આ મકબૂલ ઘડી વિશે અલ્લામા ઝુરકાની (રહ.)ના મત મુજબ બેંતાલીસ (અને હઝરત શાહ અબ્દુલ હક (રહ.)ના મત મુજબ ચાલીસ) કથનોમાંથી બે કથન વધુ સહીહ છે.

(૧) ખુત્બો શરૂ થયા પછી નમાઝ પૂરી થાય ત્યાં સુધી. ખુત્બાના સમયે અથવા બે ખુત્બાની વચમાં (હાથ

ઉઠાવી) ઝુબાનથી દુઆ કરવી જાઈઝ નથી. હા, (દિલમાં) દુઆ કરી શકે છે.

(૨) સૂરજ ગુરૂબ થવાના સમય પહેલાં પહેલાં. જુમ્આની મકબૂલ ઘડી આ બંને વખતોમાં ફરતી રહે છે. એટલે આ બંને વખતોમાં દુઆ કરવી મુનાસિબ અને ઉચિત છે.

જુમ્આના દિવસે મગરિબ પહેલાં દુઆ કબૂલ થવાના કથનને ઘણા આલિમોએ પસંદ કર્યું છે અને બીજી ઘણી હદીસો આ કથનને સમર્થન આપે છે. હઝરત શાહ અબ્દુલહક દહેલ્વી (રહ.) ફરમાવે છે કે હઝરત ફાતિમહ (રદિયલ્લાહુ અન્હા) કોઈ નોકરડીને કહી રાખતાં કે જ્યારે સૂરજ ગુરૂબ થવા લાગે તો મને જાણ કરી દે કે જેથી તે વખતે દુઆ અને ઝિક્રમાં મશ્ગૂલ રહું. (એટલે જુમ્આના દિવસે મગરિબ પહેલાં મસ્જિદમાં જલ્દી આવી ખૂબ દુઆ કરવી જોઈએ.) (અશિઅ્અતુલ્લમઆત)

## કઝા નમાઝનું વર્ણન

સૂરએ માઉનમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

'એવા નમાઝીઓ માટે ઘણી જ ખરાબી છે જે પોતાની નમાઝને ભૂલી બેઠા છે.(એટલે કે નમાઝ છોડી દે છે યા નમાઝને મશ્રૂઅ વખત છોડી જાણીબૂઝીને તંગ વખતમાં પઢે છે– કઝા કરી દે છે.)' અતાઅ ઈબ્ને દીનાર (રહ.) ફરમાવે

છે કે જેઓ હંમેશા અથવા મોટાભાગે નમાઝને તેના નિયમિત વખતથી મોડી અદા કરે છે, તેઓ પણ ઉપરોક્ત વઈદમાં દાખલ છે. (ઈબ્ને કસીર, જલાલૈન, મુઝિહલ કુર્આન)

નમાઝને તેના વખત પર જમાઅત સાથે પઢી લેવી એ માણસનો શ્રેષ્ઠ અમલ છે અને જો કોઈ ઉઝરના લઈ ન પઢી શકાય તો જેમ બને તેમ જલ્દીથી કઝા પઢી લેવી જોઈએ. જિંદગીનો કોઈ ભરોસો નથી. ક્યાંક એવું ન થાય કે નમાઝ ન પઢવાના લઈ આખિરતમાં પસ્તાવું પડે. એટલે નમાઝ પઢવામાં સુસ્તી હરગિઝ ન કરવી જોઈએ. યાદ રાખો, જાણીબુઝીને નમાઝ કઝા કરવી મહાન ગુનોહ છે. એટલે કઝા થઈ જવા બદલ તૌબા પણ કરવી જોઈએ. હદીસ શરીફમાં ઉપરોક્ત માણસ માટે દોઝખની સખ્ત વઈદ આવી છે.

અલ્લામા ઈબ્ને હજર મક્કી (રહ.)એ પોતાની કિતાબ "ઝવાજિર"માં લખ્યું છે કે, એક અવરતનું મૃત્યુ થઈ ગયું. દફનવિધિમાં તેનો ભાઈ પણ હાજર હતો. સંજોગોવસાત્ દફન કરતી વખતે એક થેલી કબરમાં પડી ગઈ. તે વખતે યાદ ન રહ્યું; પરંતુ પાછળથી તે કીમતી થેલી યાદ આવી તો ઘણો જ સદમો થયો. છૂપી રીતે કબ્ર ખોદી થેલી કાઢવાનો વિચાર કર્યો. કબ્રને ખોલી તો તે આગના ભડકાથી ભરેલી હતી. તે ગભરાઈને દોડતો દોડતો તેની માં પાસે આવ્યો અને રડતાં રડતાં બધી હાલત દર્શાવી અને પૂછયું

કે આનું શું કારણ ? બહેન તો ઘણી નેક હતી. તો તેની માંએ કહ્યું કે તે માત્ર નમાઝ પઢવામાં સુસ્તી કરી નમાઝને કઝા કરી દેતી હતી. (અલ્લાહ તઆલા મહફૂઝ રાખે; આમીન !) (ફઝાઈલે નમાઝ)

**કઝા નમાઝના મસાઈલ :**

ફર્ઝ નમાઝોની કઝા ફર્ઝ અને વાજિબ નમાઝોની કઝા વાજિબ છે. વિત્રની કઝા વાજિબ છે. એ જ પ્રમાણે મન્નત માનેલી નમાઝની કઝા તેમજ તે નફલની કઝા પણ વાજિબ છે, જે શરૂ કર્યા પછી કોઈ કારણસર તોડી નાખી હોય. (ઈલ્મુલ્ ફિકહ)

તુલૂઅ, ગુરૂબ અને ઝવાલ આ ત્રણ મકરૂહ વખત સિવાય કોઈ પણ સમયે કઝા નમાઝ પઢી શકે છે. ફજર અને અસર પછી કઝા પઢી શકાય છે. કઝા નમાઝમાં આ પ્રમાણે નિય્યત કરે કે હું ફલાણા દિવસની ફલાણી નમાઝની કઝા પઢું છું. દા. ત. ૧૯૯૯ ના વર્ષની રમઝાન માસની પાંચમા દિવસની ફજરની કઝા નમાઝ પઢું છું, મોઢું મારું કા'બા શરીફ તરફ, વાસ્તે અલ્લાહના, અલ્લાહુ અકબર... અને જો કોઈને દિવસ યાદ ન હોય અથવા ઘણા મહિનાઓ–વર્ષોની કઝા નમાઝ બાકી હોય તો આ પ્રમાણે નિય્યત કરે : મારી ફજરની છૂટેલી નમાઝોમાંથી પહેલી, ત્યાર પછી બીજી, ત્રીજી અથવા છેલ્લી છૂટેલી નમાઝની

કઝા પઢું છું. એમ દરેક નમાઝોની કઝા પઢી લે.

જો કોઈને યાદ ન હોય કે કેટલી નમાઝો કઝા થઈ છે તો પોતાના દિમાગથી અંદાજો કાઢે કે આટલા દિવસો, આટલા મહિનાઓ કે આટલા વર્ષોની કઝા થઈ હશે પછી એ હિસાબ પ્રમાણે નમાઝો પઢે. દા.ત. કોઈ માણસની મહિનામાં ચાર કે પાંચ દિવસ ફજરની નમાઝ છૂટી જાય છે તો એક વર્ષમાં સાંઈઠ ફજરની કઝા નમાઝો થઈ. હવે જો તેની ઉંમર ત્રીસ વર્ષ છે અને ઉપર મુજબ પઢવાની તેની આદત રહી હતી તો બાલિગ થયા પછી એટલે કે પંદર વર્ષ પછીથી ગણતાં કુલ પંદર વર્ષ થયા. હવે એક વર્ષની સાંઈઠ ફજરની કઝા છે તો પંદર વર્ષની (૬૦× ૧૫=૯૦૦) નવ સો ફજરની કઝા કરવાની રહેશે. એ જ પ્રમાણે દરેક જણ દરેક નમાઝની પોતાની નમાઝો પઢવા–ન પઢવાની આદત પ્રમાણે હિસાબ કરી બધી નમાઝોની કઝા કરી લે.

ઘણી બધી નમાઝોની કઝા એક સાથે પણ પઢી શકે છે. દા. ત. પહેલાં બધી ફજરની કઝા કરી લે. ત્યાર પછી બધી ઝોહરની... એવું જરૂરી નથી કે ફજર વખતે જ ફજરની, ઝોહર વખતે જ ઝોહરની અને અસર વખતે જ અસરની નમાઝ પઢવી.

ઘણા બધા લોકોની નમાઝ (કોઈ કારણસર) કઝા થઈ

ગઈ (અથવા ઈમામ અને મુક્તદીઓની ફર્ઝ નમાઝ ફાસિદ થઈ ગઈ અને તેના વખત પછી ફરી અદા કરવાની થઈ) તો તે નમાઝને જમાઅતથી અદા કરવી જોઈએ. જેહરી નમાઝોમાં ઈમામ જોરથી કિર્અત કરે અને સિર્રી નમાઝમાં ઈમામ ધીમેથી કિર્અત કરે. (બેહિશ્તી ગવહર)

## એક સલાહ ભર્યો મશ્વરો :

શરઈ કાનૂનની દષ્ટિએ કઝા નમાઝનું સ્થાન અને તેનું મહત્વ નફલ નમાઝની સરખામણીમાં ખૂબ વધારે છે. આખિરતમાં નફલ નમાઝ ન પઢવા બાબત પૂછ થશે નહિ. હા, તેનો સવાબ જરૂર મળશે અને ફર્ઝની કમી તેનાથી પૂરી કરાશે; પરંતુ જો કઝા નમાઝ પોતાની ઝિમ્મે બાકી રહી ગઈ તો તેની પૂછ થશે અને તે બદલ સજા થશે. એટલે કઝા નમાઝોને ન પઢવી, તેના પ્રત્યે બેદરકાર રહેવું અને નફલોની ખૂબ પાબંદી કરવી એ સલાહભર્યું અને યોગ્ય કામ નથી. હા, કોઈ માણસ નફલોની પાબંદી સાથે કઝા નમાઝો પણ બરાબર પઢી રહ્યો હોય તો તે સૌથી વધુ બેહતર–સોના કરતાં વધુ પીળું.

પરંતુ એક આમ મશ્વરો આ છે કે સૌ પ્રથમ કઝા નમાઝો પૂરી કરી લે અને તેનો આસાન ઉપાય આ છે કે અઝાન સાથે જ; બલકે અઝાન પહેલાં મસ્જિદમાં આવી જાય અને જમાઅત પહેલાં જે વખત મળે તેમાં જો સુન્નતે

મુઅક્કદા હોય તો તેને પઢીને કઝા પઢવામાં લાગી જાય અને જો સુન્નતે ગેર મુઅક્કદા હોય તો તેને છોડીને તેની જગ્યાએ પણ કઝા પઢે. એ જ પ્રમાણે જમાઅત પછી સુન્નતે મુઅક્કદા કે વાજિબ નમાઝ હોય તો તેને પઢી લે અને નફલની જગ્યાએ બાકી રહેલ કઝાને પોતાના હિસાબ પ્રમાણે પઢતો રહે. એ જ પ્રમાણે જો કોઈ માણસ ઈશ્રાક, ચાશ્ત, અવ્વાબીન અને તહજ્જુદ વગેરેનો પાબંદ હોય તો આ દરેક નફલ નમાઝની જગાએ કઝાની નિય્યત કરી હિસાબ પ્રમાણે અદા કરતો રહે. આનો ફાયદો એ થશે કે તબીઅત પર વધુ બોજ પડયા વગર કઝા નમાઝો ખૂબ જલ્દી અદા થઈ જશે અને નફલ પઢવાની આદત પણ બાકી રહેશે.

જો થઈ શકે તો પોતાની પાસે એક નાનકડી બુક રાખો. તેમાં કયા કયા વખતની અને કેટલી કેટલી નમાઝોની કઝા કરવાની છે તે લખી લો અને પઢાઈ ચૂકેલ કઝા નમાઝોની નોંધ પણ કરતા રહો.

ફક્ત દિવસ–રાતની પાંચ ફર્ઝની (ફજરની બે, ઝોહર, અસર, ઈશાની ચાર ચાર અને મગરિબ તથા વિત્રની ત્રણ ત્રણ રકા'તની) કઝા કરવાની છે અને ફર્ઝની પાછલી બે રકા'તમાં અને મગરિબની પાછલી એક રકા'તમાં ફક્ત અલ્હમ્દુ પઢવાની છે.

## કઝાએ ઉમરીની સરળ રીત :

કઝા નમાઝોમાં પણ અસલ એ છે કે અદા નમાઝોના જેમ એને પણ સંપૂર્ણ અને કામિલ તરીકાથી પઢવી જોઈએ; પરંતુ જો કોઈ માણસ પર કેટલા ય વર્ષોની અસંખ્ય નમાઝોની કઝા બાકી હોય અને તેને કામિલ તરીકાથી કઝા નમાઝો પૂરી ન કરી શકવાનો ભારે ખતરો-ભય હોય અથવા અસંખ્ય નમાઝોના લઈ ખૂબ જ મુશ્કેલી પડતી હોય તો તેવા માણસ માટે અહિંયા અદા કરવામાં આસાની રહે એ હેતુસર સરળતા બતાવવામાં આવે છે.

(૧) ફર્ઝ નમાઝોની ત્રીજી અને ચોથી રકા'તમાં "**અલ્હમ્દુ શરીફ**"ના બદલે સીધા ઊભા થઈને માત્ર ત્રણવાર "**સુબ્હાનલ્લાહ**" કહી રુકૂઅમાં જવું. વિત્રની ત્રણેય રકા'તોમાં અલ્હમ્દુ અને સૂરત બન્ને પઢવાની છે.

(૨) બીજી સરળતા અને કસર એ છે કે પ્રત્યેક રુકૂઅ અને પ્રત્યેક સિજદામાં બરાબર રુકૂઅ-સિજદામાં પહોંચી ગયા પછી "**સુબ્હા-ન રબ્બિયલ અઝીમ**" અને "**સુબ્હા-ન રબ્બિયલ આ'લા** ત્રણ-ત્રણ વખત કહેવાના બદલે માત્ર એક વાર કહેવું.

(૩) ત્રીજી કસર અને સરળતા એ છે કે છેલ્લા કા'દામાં અત્તહિય્યાત પઢયા પછી દુરૂદે ઈબ્રાહીમ અને દુઆના

બદલે માત્ર "**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિહી**" કહીને સલામ ફેરવી લેવી.

(૪) ચોથી કસર અને સરળતા એ છે કે વિત્રની ત્રીજી રકા'તમાં દુઆએ કુનૂતના બદલે "**અલ્લાહુ અકબર**" કહી કોલ બાંધી માત્ર "**અલ્લાહુમ્મગ્ફિરલી**" ત્રણ વાર કહેવું અથવા " યા રબ્બી" ત્રણ વાર કહી રુકૂઅમાં ચાલ્યા જવું. (શામી ભા. ૧ પે. ૬૨૪)

**સાહિબે તરતીબની નમાઝ :**

જે માણસની બાલિગ થયા પછી કોઈ નમાઝ ન છૂટી હોય અને જો છૂટી હોય તો કઝા કરી લીધી હોય અથવા તેના ઝિમ્મે પાંચ નમાઝોથી વધુ કઝા બાકી ન હોય તો તેને સાહિબે તરતીબ કહેવાય છે.

સાહિબે તરતીબ માટે વક્તી નમાઝ અને કઝા નમાઝમાં એવી જ રીતે કઝા નમાઝોના દરમિયાન પરસ્પર તરતીબ જરૂરી છે; પરંતુ શર્ત આ છે કે તે કઝા ફર્ઝ નમાઝ હોય યા વિત્ર દા.ત. જો આ માણસની ઝોહરની નમાઝ કઝા થઈ ગઈ તો ઝોહરની કઝા અને અસરની વક્તી નમાઝમાં તેણે તરતીબની રિઆયત રાખવી જરૂરી છે. એટલે કે જ્યાં સુધી પહેલાં ઝોહરની કઝા નમાઝ ન પઢી લે ત્યાં સુધી અસરની નમાઝ પઢી શક્તો નથી. અગર

પઢશે તો નફલ થઈ જશે અને જો તેણે વિત્ર ન પઢી હોય તો તે ફજરના ફર્ઝને વિત્ર પઢયા વગર પઢી શકતો નથી. એવી જ રીતે જો તેના ઝિમ્મે ફજર અને ઝોહરની કઝા હોય તો આ બંનેના આપસમાં પણ તરતીબ જરૂરી છે. એટલે કે જયાં સુધી પહેલાં ફજરની કઝા નમાઝ ન પઢી લે ત્યાં સુધી ઝોહરની કઝા નમાઝ પઢી શકતો નથી. જો પઢશે તો નફલ થઈ જશે. ઝોહરની કઝા કાયદા મુજબ તેના ઝિમ્મે બાકી રહેશે. (ઈલ્મુલ્ ફિકહ)

ત્રણ વાતોના લઈ તરતીબ માફ થઈ જાય છે :

**(૧) નિસ્યાન** : એટલે કે કઝા નમાઝનું યાદ ન રહેવું.

જો આ માણસના ઝિમ્મે કોઈ કઝા નમાઝ હોય; પરંતુ વકતી નમાઝ પઢતી વખતે તે કઝા નમાઝ અદા કરવાનો ખ્યાલ ન રહ્યો (અથવા તેને મસ્અલાની જ ખબર ન હતી કે મારે પહેલાં કઝા પઢવી વાજિબ છે) તો એના પર તરતીબ વાજિબ નથી. એણે પઢેલી નમાઝ સહીહ થઈ જશે અને નમાઝ શરૂ કર્યા પછી સલામ ફેરવતા પહેલાં પહેલાં યાદ આવ્યું કે મારી કઝા નમાઝ બાકી છે તો તે નમાઝ નફલ થઈ જશે. આ ફર્ઝ નમાઝ કઝા પઢયા પછી ફરીથી પઢવી પડશે. (ઈલ્મુલ્ ફિકહ, તબરાની)

## (૨) વખતનું તંગ હોવું :

સાહિબે તરતીબના ઝિમ્મે કઝા હોય અને વક્તી નમાઝ એવા તંગ વખતમાં પઢે કે જેમાં ફક્ત એક જ નમાઝની ગુંજાઈશ હોય (એટલે કે કઝા અને અદા નમાઝો પૂરી રીતે ન પઢી શકાય એવી હાલત હોય) તો તેને અધિકાર છે યા તો વક્તી નમાઝ પઢે યા કઝા પઢે. આવી હાલતમાં તરતીબ જરૂરી નથી. (ઈલ્મુલ્ ફિકહ, શામી)

## (૩) વિત્ર સિવાય કઝા નમાઝોનું પાંચથી વધુ હોવું :

સાહિબે તરતીબની વિત્ર સિવાય છ યા એથી વધુ નમાઝો કઝા થઈ જાય તો હવે કઝા પઢયા વગર પણ અદા નમાઝ પઢી શકે છે અને આ કઝા નમાઝોના દરમિયાન પણ તરતીબ જરૂરી નથી; બલકે જે ચાહે તે પહેલાં પઢે અને જે ચાહે તેને પાછળથી પઢે. (બેહિશ્તી ઝેવર)

ઘણી બધી નમાઝો કઝા થઈ હતી એ નમાઝોને થોડી થોડી કરી પઢી લીધી. હવે ફક્ત ચાર–પાંચ નમાઝો બાકી છે તો હવે આ ચાર–પાંચ નમાઝોને તરતીબથી પઢવી વાજિબ નથી; બલકે ઈખ્તિયાર છે જેવી રીતે ચાહે પઢે અને આ નમાઝોની કઝા પઢયા વગર પણ વક્તી નમાઝ પઢવી દુરુસ્ત છે. (બેહિશ્તી ઝેવર)



જો કોઈ સાહિબે તરતીબની એક–બે નમાઝો કઝા થઈ ગઈ અને ઉપર જણાવેલ તરતીબ માફ થવાના કારણોમાંથી કોઈ કારણ પણ નથી અને તેણે વક્તી નમાઝ પઢી લીધી તો તે વક્તી નમાઝ મોકૂફ રહેશે. એટલે કે જો છ યા એથી વધુ વક્તી નમાઝ પઢયા પછી કઝા થયેલ નમાઝ પઢી તો હવે બધી ફર્ઝ નમાઝો સહીહ થઈ ગઈ અને ત્યાર પછી ફરીથી તે સાહિબે તરતીબ બની જશે; પરંતુ જો છ (૬) વકતી નમાઝ પઢવાથી પહેલાં છૂટેલી નમાઝની કઝા પઢી તો હવે પઢેલી બધી વકતી ફર્ઝ નમાઝો નફલ થઈ જશે. ફર્ઝ નમાઝો એના ઝિમ્મેથી સાકિત (માફ) થશે નહિ; બલકે બદસ્તૂર બાકી રહેશે.

(શામી–૧, ફતાવા મહમૂદિય્યહ ભા. ૨)

દા.ત. સાહિબે તરતીબની ફજરની નમાઝ છૂટી ગઈ અને એની કઝા કરવી બાકી છે તે યાદ હતું અને બીજો કોઈ ઉઝર પણ ન હતો, છતાં પણ તેણે ઝોહરની નમાઝ પઢી લીધી અને પછી તે ફજરની કઝા પઢયા વગર અસર, મગરિબ, ઈશા એમ બરાબર નમાઝો પઢતો રહ્યો તો જો બીજા દિવસની ઝોહરની નમાઝ પઢયા પછી પહેલા દિવસની છૂટેલી ફજરની કઝા પઢે તો બધી ફર્ઝ નમાઝો અને પઢેલ કઝા નમાઝ સહીહ ગણાશે; પરંતુ જો બીજા



દિવસની ઝોહર પઢતા પહેલાં છૂટેલી ફજરની કઝા પઢી તો ગઈ કાલની ઝોહરથી લઈ અત્યાર સુધી પઢેલ (ઝોહર, અસર, ઈશા, ફજર,) આ બધી ફર્ઝ નમાઝો નફલ થઈ જશે.

**નોટ :** ઉપરોક્ત મસ્અલાને હીલો ન બનાવવામાં આવે. એટલે કે વકતી નમાઝોને ફરી ન પઢવી પડે એ હેતુસર જાણીબુઝીને છ નમાઝો સુધી રાહ જોવી અને ત્યાર પછી કઝા પઢવી કે જેથી બધી પઢેલ નમાઝો સહીહ થઈ જાય આમ કરવું જાઈઝ નથી, કેમ કે જિંદગીનો કોઈ ભરોસો નથી. થઈ શકે છે કે છ નમાઝો પહેલાં મોત આવી જાય તો આ સૂરતમાં ગઈકાલથી આજ સુધીમાં પઢેલ ફર્ઝ નમાઝો તેમજ છૂટેલ કઝા નમાઝનો હિસાબ કાયદા પ્રમાણે તેના ઉપર બાકી રહેશે. એટલે બેહતર આ જ છે કે (દા.ત.) ફજરની કઝા પઢયા વગર ઝોહરની નમાઝ પઢી લીધી તો ફરીથી પહેલાં ફજરની કઝા પઢે. ત્યાર બાદ ઝોહરની નમાઝ અદા કરી લે. હા, જો સુસ્તી વગેરે સંજોગોના લઈ ફજરની કઝા કર્યા વગર ઝોહર પઢી લીધી અને છ નમાઝો પછી ફજરની નમાઝ પઢી તો વાંધો નથી અને આ સૂરતમાં ઉપર બતાવ્યા પ્રમાણે પઢેલ બધી નમાઝો સહીહ ગણાશે.

**કઝા નમાઝનો ફિદ્યો :**

જો કોઈ માણસના ઝિમ્મે નમાઝોની કઝા બાકી હોય અને હવે મૃત્યુ નજીક હોવાના કારણે મોકો નથી તો મરતી વખતે આ નમાઝોનો ફિદ્યો આપવાની વસિય્યત કરવી વાજિબ છે, જ્યારે કે તેની પાસે માલ હોય.

વારસદારો માટે જરૂરી છે કે મય્યિતના છોડેલા ત્રીજા ભાગના માલમાંથી (કર્ઝ વગેરે હુકૂકને અદા કર્યા બાદ વધેલ માલમાંથી) નમાઝ (રોઝા)નો ફિદ્યો અદા કરે જ્યારે કે મય્યિતે ફિદયાની વસિય્યત કરી હોય. જો ત્રીજા ભાગના માલમાંથી બધી નમાઝોનો ફિદયો અદા થઈ જાય તો ઠીક, નહીં તો બાકીનો હિસાબ મરનારને શિરે રહેશે; પરંતુ જો બધા વારસદારો ભેગા મળી (અથવા કોઈ એક વારસદાર પોતાને ફાળે આવતા માલમાંથી વાજિબ હુકૂકને અદા કરી) જે કંઈ પણ ફિદયો થાય તે અદા કરી દે તો આ વારસદારોનું એહસાન કહેવાશે. અલબત્ત, સંયુક્ત માલમાંથી ફિદયો દેવા માટે દરેક વારસદારની ઈજાઝત અને રઝામંદી જરૂરી છે. તે કોઈ એક પણ ઈજાઝત ન આપે તો વસિય્યત પૂરી કરવામાં નહીં આવે અને નાબાલિગ વારસદારની ઈજાઝત ભરોસાપાત્ર નહીં ગણાશે.

(જવાહિરુલ ફિકહ–૧ ટૂંકમાં)



મરનારની છૂટી ગયેલ નમાઝ (રોઝા)ની સહીહ ગણતરીની ખબર ન હોય તો અંદાજાથી હિસાબ લગાવવામાં આવશે અને તે મુજબ ફિદ્યો દેવામાં આવે. જ્યારે કે મય્યિતે વસિય્યત કરી હોય. (જવાહિરુલ ફિકહ–૧)

અને આ ફિદ્યો તે લોકોને આપવો જેઓને સદ્ક–એ ફિત્ર આપવામાં આવે અને જો ઘઉંની કિંમત આપવામાં આવે તો બજારમાં મળતા ઘઉંની કિંમત લગાવી કાઢવામાં આવે કે જેથી ફકીર માણસ આસાની અને સહુલતની સાથે તેટલી રકમથી ફિદ્યો કાઢનારના હિસાબના પ્રમાણમાં ઘઉં ખરીદી શકે. (ફતાવા રહીમિય્યહ–૫)

ફિદ્યાનો તઅલ્લુક–સંબંધ મૃત્યુ પછીનો છે. જીવંત હોવાની હાલતમાં ફિદ્યો દેવો જાઈઝ નથી, બલકે છૂટેલી નમાઝોની કઝા કરવી વાજિબ છે. જ્યારે કે કઝા પઢી શકવાની તાકત અને ઉમ્મીદ હોય.

એક દિવસ–રાતની પાંચ ફર્ઝ નમાઝ અને વિત્ર એમ કુલ છ નમાઝોનો ફિદયો આપવો, એક નમાઝનો ફિદયો અડધો સાઅ ઘઉં એટલે કે એંસી તોલાના શેરના હિસાબે



પોણા બે શેર, ત્રણ માશા (એટલે કે ૧૪૦ તોલા ૩ માશા) ઘઉં અથવા એટલા ઘઉંની કિંમત આપવી.

(જવાહિરુલ ફિકહ–૧)

**નવા તોલ–માપ મુજબ ફિદયાનું સહીહ વજન :**

૧ તોલો = ૧૧ ગ્રામ ૬૬૪ મિલી ગ્રામ.

૧ માશા = એક તોલાનો બારમો ભાગ.

૧૦૦૦ મિ.ગ્રામ = ૧ ગ્રામના ચોક્કસ વજન પ્રમાણે :

૧૪૦ અને ત્રણ માશા = ૧ કિલો ૬૩૫ ગ્રામ અને ૮૪૮ મિલીગ્રામ.

એટલે કે લગભગ ૧ કિલો ૩૩૬ ગ્રામ ઘઉં યા એની કિંમત એક નમાઝના ફિદ્યામાં આપવી અને સરળતા રહે એ હેતુસર ૧ કિલો ૬૫૦ ગ્રામ ઘઉંનો હિસાબ રાખવો. સદકએ ફિત્ર તેમજ એક રોઝાના ફિદ્યામાં પણ આ હિસાબ પ્રમાણે ઘઉં યા એની કિંમત આપવી અને જો પોણા બે કિલોનો હિસાબ રાખી આપે તો તે પોતાની સખાવત કહેવાશે અને તેમાં ફકીરને પણ વધુ ફાયદો થશે.

## ફિદયાના વજનની સમજૂતી દર્શાવતો કોઠો :

| દિવસ | મહિના | કિલો | ગ્રામ | મિ. ગ્રામ | સરળ વજન |
|---|---|---|---|---|---|
| ૧ | – | ૯ | ૮૧૫ | ૦૮૮ | ૧૦ કિલો |
| ૧૦ | – | ૯૮ | ૧૫૦ | ૮૮૦ | ૯૯ કિલો |
| ૩૦ | ૧ | ૨૯૪ | ૪૫૨ | ૬૪૦ | ૨ કિવ. ૯૫ કિલો |
| ૬૦ | ૨ | ૫૮૮ | ૯૦૫ | ૨૮૦ | ૫ કિવ. ૮૯ કિલો |
| ૯૦ | ૩ | ૮૪૩ | ૩૫૭ | ૯૨૦ | ૮ કિવ. ૪૪ કિલો |
| ૧૨૦ | ૪ | ૧૧૧૭ | ૮૧૦ | ૫૬૦ | ૧૧કિવ.૧૮ કિલો |
| ૧૫૦ | ૫ | ૧૪૭૨ | ૨૬૩ | ૨૦૦ | ૧૪ કિવ.૭૩ કિલો |
| ૧૮૦ | ૬ | ૧૭૬૬ | ૭૧૫ | ૮૪૦ | ૧૭કિવ.૬૭ કિલો |
| ૨૧૦ | ૭ | ૨૦૬૧ | ૧૬૮ | ૪૮૦ | ૨૦ કિવ.૬૨ કિલો |
| ૨૪૦ | ૮ | ૨૩૫૫ | ૬૨૧ | ૧૨૦ | ૨૩ કિવ.૫૬ કિલો |
| ૨૭૦ | ૯ | ૨૬૫૦ | ૦૭૩ | ૭૬૦ | ૨૬ કિવ.૫૧ કિલો |
| ૩૦૦ | ૧૦ | ૨૯૪૪ | ૫૨૬ | ૪૦૦ | ૨૯ કિવ.૪૫ કિલો |
| ૩૩૦ | ૧૧ | ૩૨૩૮ | ૯૭૯ | ૦૪૦ | ૩૨ કિવ.૩૯ કિલો |
| ૩૬૦ | ૧૨ | ૩૫૩૩ | ૪૩૧ | ૬૯૦ | ૩૫ કિવ.૩૪ કિલો |
| ૩૬૫ | ઈસ્વી. વર્ષ | ૩૫૮૨ | ૫૦૭ | ૧૨૦ | ૩૫ કિવ.૮૩ કિલો |
| ૩૫૫ | ઈસ્લા. વર્ષ | ૩૪૮૪ | ૩૫૬ | ૨૪૦ | ૩૪ કિવ.૮૫ કિલો |

**નોટ નં. ૧** :– આ કોઠામાં પ્રત્યેક મહિનો ત્રીસ દિવસનો ગણવામાં આવ્યો છે અને નવા તોલ–માપ મુજબ કિલો ગ્રામ અને મિલીગ્રામમાં ચોક્કસ વજન બતાવવામાં આવ્યું છે અને છેલ્લા ખાનામાં નાના હિસાબની મુશ્કેલીથી બચવાના હેતુસર ગ્રામ અને મિલીગ્રામને એક કિલો ગણી લઈ સરળ વજન દર્શાવાયું છે.

**નોટ નં. ૨** :– એક દિવસ–રાતના પાંચ ફર્ઝ અને વિત્ર એમ કુલ છ નમાઝનો ફિદયો લક્ષમાં રાખી, એક ફિદયાના ૧ કિલો, ૬૩૫ ગ્રામ અને ૮૪૮ મિલીગ્રામના ચોક્કસ વજન પ્રમાણે આ કોઠો તૈયાર કરવામાં આવ્યો છે.

૩૦ દિવસના રોઝાનો ફિદયો ૪૯ કિલો ૭૫ ગ્રામ અને ૪૪૦ મિલીગ્રામ થાય છે; પરંતુ સહુલત અર્થે ૫૦ કિલો ઘઉં યા એની કિંમત મરનાર તરફથી અદા કરે.

## તરાવીહનું વર્ણન

રમઝાન શરીફમાં મર્દોએ તેમજ અવરતોએ તરાવીહ પઢવી સુન્નતે મુઅક્કદા છે. મર્દોએ જમાઅતથી પઢવી સુન્નતે કિફાયહ છે; પરંતુ જાણીબુઝીને જમાઅત છોડી એકલો તરાવીહ પઢનાર માણસ જમાઅતના મહાન સવાબથી મહરૂમ રહેશે અને ઘરમાં જમાઅતથી પઢનાર મસ્જિદમાં જમાઅત સાથે પઢવાની અઝીમ ફઝીલતથી

વંચિત રહેશે. અવરતોએ જમાઅતથી પઢવી મકરૂહે તહરીમી છે. એટલે અવરતોએ અલગ અલગ પઢવી. દસ સલામ વડે તરાવીહની કુલ વીસ રકા'ત છે અને તરાવીહનો વખત ઈશાની નમાઝ (પઢયા) પછીથી લઈ સુબ્હે સાદિક સુધી છે. (નૂરુલ ઈઝાહ, શામી, બદાઈઅ...)

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે રમઝાનની અમુક રાતોમાં જમાઅતની સાથે વીસ રકા'ત પઢાવી હતી; પરંતુ તે પછી ઉમ્મત પર ફર્ઝ થઈ જવાના ખૌફથી જમાઅતથી પઢવાનું છોડી દીધું હતું. (હિદાયહ)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રમઝાન શરીફમાં વીસ રકા'ત (તરાવીહ) અને વિત્રની નમાઝ પઢતા હતા. (ઈબ્ને અબી શયબા, તબરાની)

ખુલફાએ રાશિદીન અને સહાબએ કિરામ (રદિ.)એ વીસ રકા'ત તરાવીહ પર મુવાજબત–હમેશગી ફરમાવી છે. હઝરત ઉમર (રદિ.)ના જમાનામાં આપના હુકમથી ખાસ એહતિમામ–પ્રબંધની સાથે અને અલગ અલગ જમાઅતોથી પઢવાના બદલે એક જમાઅતથી વીસ રકા'ત તરાવીહ પઢવામાં આવી. દરેક સહાબી (રદિ.)એ આ વાતને પસંદ ફરમાવી અને આ વાત પર સહાબએ કિરામ (રદિ.)નો ઈજમાઅ–સર્વ સંમતિ સાબિત છે અને પરિણામ સ્વરૂપે કોઈ પણ માનવંત સહાબીએ હઝરત ઉમર (રદિ.)ની આ વાત પર વિરોધ દર્શાવ્યો ન હતો.

(ફતાવા રહીમિય્યહ ભાગ. ૧, પે. ૨૮૨ થી ૩૪૬ ટુંકમાં)

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે, મારા પછીના લોકો ઘણો ઈખ્તિલાફ–મતભેદ નિહાળશે તો તે વખતે તેઓ પર લાઝિમ–ફર્ઝ છે કે તેઓ મારી અને મારા હિદાયત પામેલા ખુલફાએ રાશિદીનની સુન્નત અને તરીકાને ખૂબ જ મજબૂતીથી પકડી રાખે. (અબૂ દાવૂદ ભા. ૨)

હદીસ શરીફમાં છે : જે માણસ રમઝાન(ની રાતો)માં ઈમાનની સાથે અને સવાબની ઉમ્મીદ રાખી (ઈબાદત માટે) ઊભો થયો તેના પાછલા (સગીરહ) ગુનાહ માફ કરી દેવામાં આવે છે. (બુખારી, મુસ્લિમ, મિશ્કાત)

## તરાવીહના જરૂરી મસાઈલ :

તરાવીહ માટે શરૂથી વીસ રકા'તની નિય્યત કરી લેવી કાફી છે. દર બબ્બે રકા'ત પર નિય્યત કરવી શર્ત–જરૂરી નથી; પરંતુ બેહતર છે (કે દર બે રકા'તે નિય્યત કરે).

બબ્બે રકા'તની નિય્યતથી દસ સલામ વડે વીસ રકા'ત તરાવીહ પઢવી સુન્નત છે અને દર ચાર રકા'ત પછી જેટલી વારમાં ચાર રકા'ત પઢાય છે એટલી વાર થોભવું મુસ્તહબ છે અને જો મુક્તદીઓને બોજ પડતો હોય તો એનાથી થોડીવાર થોભવાની ઈજાઝત છે. હા, બિલકુલ ન થોભવું એની મનાઈ છે. આ થોભવા દરમિયાન વ્યક્તિગત

રીતે જે ચાહે તે પઢવું–ઝિક્ર–તસ્બીહમાં મશ્ગૂલ રહેવું, તિલાવત કરવી, નફલ પઢવા, દુરૂદ શરીફ પઢવું અથવા ચૂપ બેસી રહેવું દરેકને ઈખ્તિયાર છે. એમાં સામુહિક ઝિક્ર અને દુઆ નથી અને કોઈ ચીજની દરેકથી પાબંદી કરાવવી સુન્નતના અનુસાર નથી અને ઝિક્ર વગેરે પણ એ પ્રમાણે પઢે કે બીજાને તકલીફ ન થાય, નહીં તો મના કરવામાં આવશે અને દર ચાર રકા'ત પછી પઢવાની મખ્સૂસ દુઆ **''સુબ્હા–ન ઝિલ્મુલ્કી....''** પઢવાની પણ (બીજાને તકલીફ ન થાય એ રીતે) ઈજાઝત છે. આ જ પ્રમાણેનો હુકમ છેલ્લી ચાર રકા'ત (એટલે કે વીસ રકા'ત) પછીનો છે. (અલબત્ત, જો લોકોને બોજ પડતો હોય તો આ છેલ્લા તરવીહાને–થોભવાને છોડી દેવું જાઈઝ છે.) અને એમાં પણ સામુહિક દુઆની પાબંદી કરવી અને દરેકથી કરાવવી શરીઅતે આપેલી ઈજાઝત–આઝાદીમાં વિક્ષેપ પાડવા બરાબર છે, જેનો કોઈ ફાયદો નથી.

(શામી, આલમગીરી, ફતાવા રહીમિય્યહ, ભા.૧, ૪ ટુંકમાં)

દર ચાર રકા'ત પછી થોભવા દરમિયાન દુરૂદ શરીફ, દુઆ વગેરે જોરથી પઢવાને બદલે ધીમેથી પઢે, કારણ કે દુઆને ધીમા અવાજે માંગવી અફઝલ છે અને આ થોભવા દરમિયાન હાથ ઉઠાવીને દુઆ કરવી સાબિત નથી.

(ફતાવા મહમૂદિય્યહ–૨)

ઊભા રહી તરાવીહ પઢી શકવાની તાકાત હોવા છતાં (જાણીબુઝીને) બેસીને પઢવી મકરૂહ છે. અલબત્ત, તરાવીહ થઈ જશે; પરંતુ અડધો સવાબ મળશે. હા, કોઈ ઉઝર યા મજબૂરી હોય તો બેસીને પઢવી મકરૂહ નથી. એ જ પ્રમાણે જમાઅત થઈ રહી હોય તે વખતે (સુસ્તીથી) બેસી રહેવું અને ઈમામ સાહેબ જ્યારે રુકૂઅમાં જાય ત્યારે તરત ઉતાવળે કોલ બાંધી ઈમામ સાથે રુકૂઅમાં શામિલ થઈ જવું મકરૂહ છે, કારણ કે એમાં સુસ્તીનો ઈઝહાર તેમજ મુનાફિકો સાથે મુશાહબત છે.

(શામી–૧, કબીરી, આલમગીરી)

કોઈ માણસ મસ્જિદમાં એવા વખતે પહોંચ્યો કે તરાવીહની જમાઅત થઈ ચૂકી છે તો તે પહેલાં (ઈશાની ચાર રકા'ત) ફર્ઝ અને (બે રકા'ત) સુન્નત પઢે. તે પછી તરાવીહમાં શરીક થાય અને છૂટી ગયેલ તરાવીહ દર ચાર રકા'ત પછી થોભવા દરમિયાન પઢતો રહે અને જો મોકો ન મળે તો વિત્ર પછી પઢી લે. વિત્ર અથવા તરાવીહની જમાઅત છોડી અલગ ન પઢે. (આ માણસ વિત્ર જમાઅત સાથે પઢે એમાં કોઈ વાંધો નથી.)

(કબીરી, ફતાવા મહમૂદિય્યહ ભા. ૨)

## દર ચાર રકા'ત પછી પઢવાની દુઆ :

سُبْحَانَ ذِي الْمُلْكِ وَالْمَلَكُوْتِ سُبْحَانَ ذِي الْعِزَّةِ
وَالْعَظْمَةِ وَالْهَيْبَةِ وَالْقُدْرَةِ وَالْكِبْرِيَآءِ وَالْجَبْرُوْتِ
سُبْحَانَ الْمَلِكِ الْحَيِّ الَّذِي لَا يَنَامُ وَلَا يَمُوْتُ
سُبُّوْحٌ قُدُّوْسٌ رَبُّنَا وَرَبُّ الْمَلٰٓئِكَةِ وَالرُّوْحِ ط
اَللّٰهُمَّ اَجِرْنَا مِنَ النَّارِ يَا مُجِيْرُ يَا مُجِيْرُ يَا مُجِيْرُ ط

**સુબ્હા-ન ઝિલ્મુલ્કિ વલ મ-લકૂત, સુબ્હા-ન ઝિલ ઈઝ્ઝતિ વલ અઝમતિ વલ હય્બતિ વલ કુદરતિ વલ કિબ્રિયાઈ વલ જ-બરૂત. સુબ્હાનલ મલિકિલ હય્યિલ્લઝી લા યનામુ વલા યમૂતુ. સુબ્બુહુન્ કુદ્દુસૂન્ રબ્બુના વ રબ્બુલ મલાઈકતિ વર્રૂહ. અલ્લાહુમ્મ અર્જિના મિનન્નાર, યા મુજીરુ, યા મુજીરુ, યા મુજીર.**

### તરાવીહ અને કુર્આન :

સહીહ મઝહબ અને અસલ કથન મુજબ તરાવીહમાં એક વખત કુર્આન શરીફ ખત્મ કરવું (પઢીને યા

સાંભળીને) સુન્નતે મુઅક્કદા છે. લોકોની સુસ્તીના કારણે એને છોડવામાં ન આવે, બે વખત ખત્મ કરવું ફઝીલત છે અને ત્રણ વખત ખત્મ કરવું અફઝલ છે.

(ઈમ્દાદુલ ફતાવા, ફતાવા રહીમિય્યહ–૪)

જો મુક્તદીઓ એટલા બધા કમજોર અને સુસ્ત હોય કે એક વખત પણ પૂરું કુર્આન શરીફ ન સાંભળી શકે, બલકે એના લઈ જમાઅત પણ છોડી દે તો પછી જેટલા પ્રમાણમાં સાંભળવા પર તેઓ રાજી થાય એટલું પઢી લેવામાં આવે અથવા "અલમ્તર કય્ફ"થી પઢવામાં આવે; પરંતુ આ સૂરતમાં કુર્આન શરીફ ખત્મ કરવાની સુન્નતના સવાબથી તેઓ મહરૂમ રહેશે. સત્તાવીસમી રાતે કુર્આન શરીફ ખત્મ કરવું મુસ્તહબ છે (જરૂરી નથી).

(ફતાવા મહમૂદિય્યહ ભા. ૨)

કુર્આન શરીફ અલ્લાહની ઘણી મોટી નેઅમત છે. આ નેઅમતની કદર કરવી દરેક માટે જરૂરી છે. હાફિઝોને પણ જોઈએ કે તરાવીહમાં કુર્આન શરીફ શાંતિથી, તજવીદનો ખ્યાલ રાખી અને લોભ–લાલચથી દૂર રહી ઈખ્લાસની સાથે પઢે. એ પ્રમાણે ઝડપથી ન પઢે કે હુરૂફ ચવાય જાય, એક હરફ બીજા હરફથી બદલાય જાય અથવા હુરૂફ ઘટી જાય કે વધી જાય. સાર એ કે લહ્ને જલી અને લહ્ને ખફીથી બચે અને લોકોને પણ જોઈએ કે તેઓ પણ સારી રીતે કુર્આન શરીફ સાંભળવાનો શોખ રાખે. ભલે, પાંચ–દસ

મિનિટ મોડું થાય; પરંતુ એનો સવાબ ઘણો જ મળશે.

તજવીદને હાસિલ કરવું ખૂબ જરૂરી છે. જે માણસ તજવીદ વગર કુર્આન પઢે તે ગુનેહગાર છે. એટલા માટે કે અલ્લાહ તઆલાએ કુર્આનને તજવીદ સાથે જ ઊતાર્યું છે અને એ જ પ્રમાણે (એટલે કે તજવીદની સાથે) અલ્લાહ તઆલાથી લઈ આપણા સુધી પહોંચ્યું છે. જે પણ માણસ કુર્આનને તજવીદની સાથે પઢશે, તે પોતાના અંજામને સારો બનાવશે અને જે પ્રમાણે ઊતર્યું છે તે મુજબ અદા કરવાનું નામ તજવીદ છે. એટલે કે હુરૂફને મખારિજથી અદા કરવા અને દરેક હરફને તેનો હક આપી પઢવાનું નામ તજવીદ છે. ઈબ્ને ખુઝયમાની રિવાયત છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે : 'બેશક, અલ્લાહ તઆલા પસંદ કરે છે કે કુર્આન શરીફ જેવું નાઝિલ થયું છે તે જ પ્રમાણે પઢવામાં આવે.'

(જઝરી, ખુલાસતુલ બયાન)

## તરાવીહમાં સહ્વ વિશે અમુક મસાઈલ :

તરાવીહ પઢાવનાર ભૂલથી એક રકા'ત પર બેસી ગયો અને લુકમો મળવાથી ઊભો થઈ ગયો તો જો ત્રણવાર ''સુબ્હાનલ્લાહ'' કહી શકાય એટલી વાર બેસી રહ્યો હોય તો સજદએ સહ્વ કરે અને જો એનાથી ઓછી વાર બેસ્યો હોય તો સિજદએ સહ્વ કરવાની જરૂરત નથી અને જો એક

રકા'ત પર સલામ ફેરવી દીધી તો તે રકા'ત રદ ગણાશે. તેમાં પઢેલ કુર્આન શરીફ પણ ફરી પઢે. (શામી–૧)

તરાવીહ પઢાવનાર બીજી રકા'તમાં બેસવાને બદલે ભૂલથી ત્રીજી રકા'ત માટે ઊભો થઈ ગયો તો જો ત્રીજી રકા'તનો સિજદો કરતા પહેલાં યાદ આવ્યું અને બેસી ગયો (બલકે બેસી જવું જોઈએ) તો હવે સિજદએ સહ્વ કરી નમાઝ પૂરી કરે અને જો ત્રીજી રકા'તના સિજદા કરી લીધા પછી બેસ્યો અને સલામ ફેરવી દીધી તો હવે ત્રણેય રકા'તો રદ ગણાશે. સિજદએ સહ્વ કરે તો પણ ફરીથી નમાઝ પઢવી પડશે અને તેમાં પઢેલ કુર્આન શરીફ પણ ફરી પઢે. (કબીરી–૩૯૦, શામી–૬૫૨/૧)

જો બીજી રકા'તે અત્તહિય્યાત પઢી ભૂલથી ત્રીજી રકા'ત માટે ઊભો થઈ ગયો અને પૂરી ત્રણ રકા'તો પઢી સલામ ફેરવી તો (સજદએ સહ્વ કરે યા ન કરે બંને સૂરતોમાં) પહેલી બે રકા'તો સહીહ ગણાશે અને ત્રીજી રદ ગણાશે. ત્રીજી રકા'તમાં પઢેલ કુર્આન શરીફ પણ ફરી પઢે–અને જો બીજી રકા'તનો કા'દો કર્યા પછી ઊભો થઈ ગયો અને ચાર રકા'તો પૂરી કરી સલામ ફેરવી તો ચારેય રકા'તો સહીહ ગણાશે. બધી જ રકા'તો તરાવીહમાં શુમાર થશે. સિજદએ સહ્વ કરવાની પણ જરૂરત નથી અને ચારેય રકા'તોમાં પઢેલ કુર્આન શરીફ ફરી પઢવાની જરૂરત નથી.

(કબીરી–૩૯૦)

જો બીજી રકા'તનો કા'દો કર્યા વગર ઊભો થઈ ગયો અને પૂરી ચાર રકા'ત પઢી બેસ્યો તો સિજદએ સહ્‌વ વાજિબ થઈ જશે અને આ સૂરતમાં પાછલી બે રકા'તો તરાવીહમાં શુમાર થશે અને આ પાછલી બે રકા'તમાં પઢાયેલ કુર્આન શરીફ માન્ય ગણાશે; પરંતુ આગલી બે રકા'તો રદ ગણાશે, કારણ કે બીજી રકા'તે જે તરાવીહનો છેલ્લો કા'દો હતો, જેમાં બેસવું ફર્ઝ હતું એના છૂટી જવાના લઈ હવે એ બે રકા'તમાં પઢેલ કુર્આન શરીફ પણ ફરી પઢે. (કબીરી–૩૯૦)

જો બીજી રકા'તનો કા'દો કર્યા વગર ચાર રકા'ત પઢી લીધી અને સિજદએ સહ્‌વ પણ ન કર્યો તો આ સૂરતમાં (પાછલી) બે રકા'ત તરાવીહ થઈ; પરંતુ તેને ફરી પઢવી વાજિબ છે. વખતની અંદર ફરી પઢી લેવી જોઈએ. વખત નીકળી ગયા પછી એની કઝા નથી અને આ ચાર રકા'તમાં પઢેલ કુર્આન શરીફ પણ ફરી પઢી લેવામાં આવે.

(ફતાવા રહીમિય્યહ–૪૧૪/૪)

**નોટ** :– સહ્‌વના બીજા મસાઈલ માટે સિજદએ સહ્‌વનું વર્ણન જુઓ.

તરાવીહમાં એક વખતે કોઈ (પણ) સૂરતની શરૂમાં ''બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ''ને પણ પૂરા કુર્આનની જેમ જોરથી પઢવી જોઈએ–આહિસ્તા પઢવાથી ઈમામનું

કુર્આન શરીફ તો પૂરું થઈ જશે, પરંતુ મુક્તદીઓનું પૂરું નહિ થાય. (ફતાવા મહમૂદિય્યહ-૨)

# વિત્રનું વર્ણન

નમાઝે વિત્ર વાજિબ છે અને એક સલામ વડે તેની કુલ ત્રણ રકા'ત છે. વિત્રની દરેક રકા'તમાં સૂરએ ફાતિહા અને કોઈ સૂરત પઢે અને પહેલી બે રકા'તો પછી કા'દો કરે અને તેમાં "અત્તહિય્યાત" પઢે અને ત્રીજી રકા'ત માટે ઊભો થાય તે વખતે "સના" ન પઢે અને જ્યારે ત્રીજી રકા'તે કિર્અતથી ફારિગ થઈ જાય તો બંને હાથોને કાનો સુધી ઉઠાવે. પછી (અલ્લાહુ અકબર કહી) તકબીર કરે અને (કોલ બાંધી) ઊભો રહીને રુકૂઅ કરવાથી પહેલા વર્ષના બધા જ દિવસોમાં કુનૂત પઢે. (નૂરુલ ઈઝાહ)

વિત્રની નમાઝ અમલ કરવાની દષ્ટિએ ફર્ઝ છે, એ'તિકાદ રાખવાની દષ્ટિએ વાજિબ છે અને સાબિત હોવાની દષ્ટિએ સુન્નત છે. (તન્વીરુલ અબ્સાર)

વિત્રનો અસલી વખત તે જ છે જે ઈશાનો વખત છે; પરંતુ (પહેલા ઈશા અને પછી વિત્ર આ પ્રમાણેની) તરતીબ જરૂરી છે. એટલે કે (ઈશાની નમાઝ પઢવાની બાકી છે તે) યાદ હોવાની હાલતમાં વિત્ર પઢવી જાઈઝ નથી. હા, ભૂલથી પઢી લીધી તો ઈશાના ફર્ઝ પઢયા પછી

વિત્ર ફરી પઢવાની જરૂરત નથી અને એટલા માટે જ તો કોઈ માણસની ઈશાની નમાઝ છૂટી ગઈ અને ફજરનો વખત થઈ ગયો તો તેના માટે ઈશાની ફર્ઝ અને વિત્ર બંનેની કઝા વાજિબ છે. જો વિત્રનો વખત ઈશાના ફર્ઝ પઢયા પછી જ હોત યા વિત્ર ઈશાના ફર્ઝના તાબે હોત તો આ સૂરતમાં ફક્ત ઈશાની કઝા વાજિબ હોત. આનાથી પણ માલમ પડયું કે વિત્ર મુસ્તકીલ–અલગ નમાઝ છે. ઈશાના ફર્ઝના તાબે નથી. હા તરતીબ જરૂરી છે.

(બદાઈઅ....૬૮૯/૨)

## વિત્રના જરૂરી મસાઈલ :

જો કોઈ કારણસર ઈશાની ફર્ઝ નમાઝ ફાસિદ થઈ ગઈ અને તેને ફરી પઢવાની થઈ તો હવે (જે લોકોએ વિત્ર પઢી લીધી છે તેઓએ) વિત્રને ફરી પઢવાની જરૂરત નથી. અલબત્ત, ઈશા પછીની બે રકા'ત સુન્નતોને ફરી પઢવી જરૂરી છે.

(અહસનુલ ફતાવા ભા. ૩)

વિત્રનો મુસ્તહબ વખત રાતનો છેલ્લો ભાગ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રાતના પહેલા, વચલા અને છેલ્લા ભાગમાં વિત્ર પઢવી સાબિત છે; પરંતુ પાછલી ઉંમરમાં આપની આદતે શરીફા રાતના છેલ્લા ભાગમાં (તહજ્જુદ પછી) વિત્ર પઢવાની રહી હતી અને ઉમ્મત વિશે આપનું ફરમાન પણ આ પ્રમાણેનું છે; પરંતુ

જો કોઈ માણસને રાત્રે ઉઠી ન શકવાનો ખૌફ હોય યા વિત્ર છૂટી જવાનો ભય હોય તો તેના માટે વાજિબ છે કે, તે વિત્ર પઢયા વગર ન સૂએ. (બદાઈઅ...૬૯૦/૨)

વિત્રની દરેક રકા'તમાં સૂરએ ફાતિહા અને સૂરત પઢવી (એહતિયાતન્) વાજિબ છે અને ત્રીજી રકા'તે કિર્અત પછી કાનો સુધી હાથ ઉઠાવવા સુન્નત છે અને તે વખતે તકબીર એટલે કે "અલ્લાહુ અકબર" કહેવું વાજિબ નથી અને તેમાં દુઆ (દુઆએ કુનૂત) પઢવી વાજિબ છે.

(બહરુર્રાઈક ભા. ૨ પેજ ૯૬, દુર્રે મુખ્તાર, શામી–૧)

વિત્રની નમાઝમાં અમુક સૂરતોને ખાસ–નક્કી કરી લેવી અને તેને જ પાબંદીથી પઢતા રહેવું મુનાસિબ નથી. અલબત્ત, નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પૈરવીમાં પહેલી રકા'તમાં સૂરએ આ'લા, બીજીમાં સૂરએ કાફિરૂન અને ત્રીજીમાં સૂરએ અહદ પઢે તો બેહતર છે; પરંતુ એને પઢવાની કાયમની આદત ન બનાવે કે જેથી લોકો ફર્ઝ યા વાજિબ સમજી લે.

(બદાઈઉસ્સનાઈઅ–૬૯૧/૨, શામી ભા. ૧)

જો કોઈ માણસને દુઆએ કુનૂત યાદ ન હોય તો જલ્દીથી યાદ કરી લે અને યાદ ન થાય ત્યાં સુધી **"રબ્બના આતિના ફી દુન્યા હસનતંવ્ વ ફીલ આખિરતિ હસનતંવ્ વકિના અઝાબન્નાર"** પઢે અથવા

''અલ્લાહુમ્મગ્ફિરલી ત્રણ વખત પઢે અથવા ''યા રબ્બી'' ત્રણ વખત પઢે. (શામી–૬૨૪/૧)

રમઝાન સિવાય બીજા દિવસોમાં બા–કાયદા વિત્રની જમાઅત કરવી મકરૂહ છે અને મુક્તદીઓએ પણ ઈમામના જેમ ધીમેથી દુઆએ કુનૂત પઢવું.

(નૂરુલ ઈઝાહ, મરાકીલ ફલાહ)

ઈમામ સાહબ વિત્રની ત્રીજી રકા'તે દુઆએ કુનૂત પઢી રુકૂઅમાં ગયા અને મુક્તદી હજુ દુઆએ કુનૂત પૂરી કરી શક્યો નથી તો મુક્તદી પોતાની કુનૂત છોડી ઈમામ સાથે રુકૂઅમાં શામિલ થઈ જાય. (શામી–૪૯૬/૧)

જો કોઈએ વિત્રની ત્રીજી રકા'તે ભૂલથી કુનૂત પઢયા વગર રુકૂઅ કરી લીધો અને રુકૂઅમાં યા રુકૂઅથી ઉઠતી વખતે યાદ આવે તો હવે કુનૂત ન પઢે; બલકે સિજદએ સહ્વ કરી નમાઝ પૂરી કરે અને જો કોઈએ રુકૂઅથી ઊભા થઈ કુનૂત પઢી તો હવે ફરીથી રુકૂઅ ન કરે અને આ સૂરતમાં પણ સિજદએ સહ્વ વાજિબ થઈ જશે.

(દુર્રે મુખ્તાર, શામી–૧)

રમઝાન શરીફમાં કોઈ માણસ વિત્રની ત્રીજી રકા'તમાં ઈમામ સાથે શામિલ થયો તો જો ત્રીજી રકા'ત પૂરી મળે તો ઈમામ સાથે કુનૂત પઢે. પછી જ્યારે પોતાની બાકી રકા'તો પૂરી કરે ત્યારે ફરીથી દુઆએ કુનૂત પઢવાની


જરૂરત નથી અને એ જ પ્રમાણે ત્રીજી રકા'તના રુકૂઅમાં શામિલ થયો તો પણ ફરીથી દુઆએ કુનૂત પઢવી જરૂરી નથી. (શામી–૪૯૬/૧)

નમાઝે વિત્રની સલામ ફેરવ્યા પછી ત્રણ વખત આ તસ્બીહ પઢવી મુસ્તહબ છે :

**અરબી**

سُبْحَانَ الْمَلِكِ الْقُدُّوْسِ

**સુબ્હાનલ મલિકિલ કુદુસ.**

ત્રીજી વખતે "કુદુસ" શબ્દને ખેંચીને પઢે. (હિસ્ને હસીન)

## કુનૂતે નાઝિલહ

જ્યારે કૌમી, મઝહબી અથવા સામુહિક રીતે કોઈ આપત્તિ–વિપત્તિ આવી પડે. દા. ત. દુશ્મન ચઢી આવે, રમખાણો ફાટી પડે અથવા પ્લેગ, કૉલેરા વગેરે બીમારી ફેલાય જાય જેના કારણે લોકો આકુળ–વ્યાકુળ અને પરેશાન થઈ જાય તો તે સંજોગોમાં કુનૂતે નાઝિલહ પઢી શકાય છે, અહિં સુધી કે અલ્લાહ તઆલા તે આફત–મુસીબતને દૂર કરી આપે; બલકે અવશ્ય પઢવી જોઈએ.



''બીરે મઉનાના બનાવમાં સિત્તેર ચુનંદા સહાબા (રદિ.)–કે જેઓ કુર્આન શરીફના હુફ્ફાઝ અને કુર્રા હતા તેઓને અમુક કબીલાવાળાઓએ ઘાટકીપણે દગાથી શહીદ કરી દીધા, જેના કારણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખૂબ જ સદમો પહોંચ્યો તો આપે તે ઝાલિમો માટે બદદુઆ ફરમાવી અને એક મહિના સુધી ફજરની નમાઝમાં રુકૂઅ પછી કુનૂતે નાઝિલહ પઢતા રહ્યા હતા.'' (બુખારી શરીફ–૫૮૬) સહાબએ કિરામ (રદિ.)નો અમલ પણ આવા કપરા સંજોગોમાં કુનૂતે નાઝિલહ પઢવાનો રહ્યો છે એટલે ફુકહાએ કિરામે આને સુન્નત લેખી છે.

(ફતાવા રહીમિય્યહ–૧ ટુંકમાં)

**પઢવાની રીત :**

ફજરની નમાઝમાં બીજી રકા'તના રુકૂઅ પછી કવમહની હાલતમાં કુનૂત–દુઆ પઢવામાં આવે, તે વખતે હાથ બાંધવા જરૂરી નથી. હાથ છોડેલા રાખવાની પણ ઈજાઝત છે. સામાન્ય રીતે હાથ છોડીને પઢવાનો જે તરીકો પ્રચલિત છે તેમાં ફેરફાર કરવાની જરૂરત નથી. (અલબત્ત, હાથ બાંધવા ચાહે તો બાંધી શકે છે) અવાજમાં ખુશૂઅ–

આજિઝી અને નમ્રતા રાખી કિર્અતના અવાજથી કમ અવાજમાં દુઆ પઢવી–માંગવી. મુક્તદીઓ મોકા મોકા પર ધીમેથી આમીન કહેતા રહે અને જો દુઆના શબ્દો યાદ હોય તો (ઈમામની સાથે) ધીમે ધીમે અદા કરતા રહે. કુનૂતે નાઝિલહનો હુકમ આમ છે. મર્દ, અવરત, ઈમામ, મુન્ફરિદ દરેકને શામિલ છે. એટલે એકલો નમાઝ પઢનાર અને ઔરત પોતાની નમાઝમાં કુનૂતે નાઝિલહ પઢી શકે છે; પરંતુ ઔરત બલંદ'અવાજથી ન પઢે.

(ફતાવા રહીમિય્યહ–૨૨૭: ૨૨૮/૧ ટુંકમાં)

ઈમામ તહાવી વગેરે મુહક્કીક ફુકહાએ કિરામ કુનૂતે નાઝિલહને ફજરની નમાઝ સાથે ખાસ માને છે. અલબત્ત, અમુક ઉલમા જહરી નમાઝ (મગરિબ; ઈશા)માં પણ પઢવાની ઈજાઝત આપે છે એટલે પઢવા–ન પઢવામાં કોઈને મજબૂર કરવું અને લડાઈ–ઝઘડો મુનાસિબ નથી. કુનૂતે નાઝિલહ કોઈ એક જ નક્કી નથી, વખત અને મોકા અનુસાર દુઆએ માષૂરહમાંથી મુનાસિબ દુઆ પઢી શકે છે. (ફતાવા રહીમિય્યહ ૨૨૯,૧૯૨/૧ ટુંકમાં)

# કુનૂતે નાઝિલહ

અહીં એક મશહુર કુનૂત-દુઆ લખવામાં આવે છે.

اَللّٰهُمَّ اهْدِنَا فِيْمَنْ هَدَيْتَ وَعَافِنَا فِيْمَنْ عَافَيْتَ وَتَوَلَّنَا فِيْمَنْ تَوَلَّيْتَ وَبَارِكْ لَنَا فِيْمَا أَعْطَيْتَ وَقِنَا شَرَّ مَاقَضَيْتَ فَإِنَّكَ تَقْضِي وَلَا يُقْضَى عَلَيْكَ وَاِنَّهٗ لَايَذِلُّ مَنْ وَّالَيْتَ وَلَا يَعِزُّ مَنْ عَادَيْتَ تَبَارَكْتَ رَبَّنَا وَتَعَالَيْتَ وَنَسْتَغْفِرُكَ وَنَتُوْبُ اِلَيْكَ وَصَلَّى اللهُ عَلَى النَّبِيِّ الْكَرِيْمِ ط اَللّٰهُمَّ اغْفِرْ لَنَا وَلِلْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ وَالْمُسْلِمِيْنَ وَالْمُسْلِمَاتِ وَاَلِّفْ بَيْنَ قُلُوْبِهِمْ وَاَصْلِحْ ذَاتَ بَيْنِهِمْ وَانْصُرْنَا عَلٰى عَدُوِّكَ وَعَدُوِّهِمْ۔ اَللّٰهُمَّ الْعَنِ الْكَفَرَةَ الَّذِيْنَ يَصُدُّوْنَ عَنْ سَبِيْلِكَ وَيُكَذِّبُوْنَ رُسُلَكَ وَيُقَاتِلُوْنَ اَوْلِيَآءَكَ اَللّٰهُمَّ خَالِفْ بَيْنَ كَلِمَتِهِمْ وَزَلْزِلْ اَقْدَامَهُمْ وَفَرِّقْ جَمْعَهُمْ وَشَتِّتْ شَمْلَهُمْ وَدَمِّرْ دِيَارَهُمْ وَاَنْزِلْ بِهِمْ بَأْسَكَ الَّذِي لَاتَرُدُّهٗ عَنِ الْقَوْمِ الْمُجْرِمِيْنَ۔

# ઈદુલ ફિત્ર અને ઈદુલ અદહાનું વર્ણન

શવ્વાલ મહિનાની પહેલી તારીખને ઈદુલ ફિત્ર અને ઝિલ્હજ્જની દસમી તારીખને ઈદુલ અદહા (કુર્બાનીની ઈદ) કહેવામાં આવે છે. આ બંને દિવસો ઈસ્લામમાં ઈદ અને ખુશીના દિવસો છે. આ બંને દિવસોમાં શુક્રિયહના તોર પર અલ્લાહનું એહસાન અને તેનો આભાર વ્યક્ત કરવાની દષ્ટિએ બે રકા'ત નમાઝ પઢવી વાજિબ છે. જુમ્આની નમાઝ અને ખુત્બા માટેના જે અહકામ છે તે બધા અહકામ–આદેશો ઈદની નમાઝ માટે પણ જરૂરી છે. અલબત્ત, જુમ્આની નમાઝમાં ખુત્બો ફર્ઝ અને શર્ત છે અને નમાઝથી પહેલાં પઢવામાં આવે છે અને ઈદની નમાઝમાં સુન્નત છે; પરંતુ ઈદના ખુત્બાને સાંભળવું પણ જુમ્આના જેમ વાજિબ છે. એટલે કે તે વખતે બોલવું–ચાલવું, નમાઝ પઢવી વગેરે (બધું) હરામ છે અને ઈદની નમાઝમાં વધારાની છ (૬) તકબીરો કહેવી વાજિબ છે. અવરતો પર બંને ઈદની નમાઝ વાજિબ નથી.

(દુર્રે મુખ્તાર, બેહિશ્તી ગવહર)

બંને ઈદની નમાઝનો વખત સૂર્ય એક નેઝા બરાબર ઊંચો થાય ત્યારથી (એટલે કે ઈશ્રાકના વખતની સાથે જ) શરૂ થઈ જાય છે; પરંતુ ઈદુલ ફિત્રની નમાઝને (કંઈક) મોડેથી પઢવી કે જેથી નમાઝ પહેલાં સદકએ ફિત્ર



અદા કરી શકાય અને ઈદુલ અદહાની નમાઝને (કંઈક) જલ્દી પઢવી કે જેથી નમાઝ પછી જલ્દી કુર્બાની થઈ શકે, મુસ્તહબ છે. (દુ. શામી–૧)

ઈદની નમાઝ ઈદગાહમાં અદા કરવી સુન્નતે મુઅક્કદહ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મસ્જિદે નબવીમાં નમાઝ પઢવાની મહાન ફઝીલત હોવા છતાં ઈબાદતની નિય્યતથી બંને ઈદોની નમાઝ ઈદગાહમાં પઢતા રહ્યા. માત્ર એક વખત વરસાદના કારણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મસ્જિદમાં ઈદની નમાઝ પઢી છે. વિના કારણે આ સુન્નત છોડનાર મલામતપાત્ર અને સઝાના લાયક છે અને હંમેશા છોડવાની આદત બનાવી લેનાર ગુનેહગાર છે.

(ફતાવા રહીમિય્યહ ભા. ૧)

ઈદની નમાઝ પહેલાં તે દિવસે ઈદગાહ, મસ્જિદ કે ઘરમાં નફલ નમાઝ પઢવી મકરૂહ છે. ઈદની નમાઝ પછી ફક્ત ઈદગાહમાં નફલ પઢવી મકરૂહ છે. ઈદની નમાઝ પછી ઘરમાં નફલ નમાઝ પઢી શકાય છે. આ હુકમ અવરતો અને તે લોકો માટે પણ છે, જેઓ કોઈ કારણથી ઈદની નમાઝ પઢવાથી લાચાર હોય. (શામી ભા. ૧)

**ઈદની નમાઝની રીત :**

સૌ પ્રથમ ઝુબાનથી અથવા દિલથી નિય્યત કરો કે હું



ઈદની બે રકા'ત વાજિબ નમાઝ છ (૬) વધારાની વાજિબ તકબીરો સાથે પઢું છું, આ ઈમામની પાછળ. પછી "અલ્લાહુ અકબર" કહી બંને હાથ (કાનો સુધી ઉઠાવી દૂંટીની નીચે) બાંધી દો અને "સુબ્હાનકલ્લાહુમ્મ.... પઢો. પછી બીજી અને ત્રીજી તકબીરમાં હાથ કાનો સુધી ઉઠાવી છોડી દો અને ચોથી તકબીરમાં બાંધી લો અને જેવી રીતે નમાઝ પઢો છો તેમ પઢો. (આ નિયમ યાદ રાખો કે જ્યાં તકબીર પછી કંઈક પઢવાનું છે ત્યાં હાથ બાંધી લો અને જ્યાં કંઈક પઢવાનું નથી ત્યાં હાથ છોડી દો. એટલે કે પહેલી અને ચોથી તકબીર પછી હાથ બાંધી દો અને બીજી, ત્રીજીમાં છોડી દો (ફતાવા રહીમિય્યહ : ૧) બીજી રકા'તમાં સૂરત પઢયા પછી ઈમામ તકબીર કહે (ત્યારે) તમે પણ તકબીર કહી પહેલી, બીજી અને ત્રીજી તકબીરમાં હાથ કાનો સુધી ઉઠાવી છોડી દો અને ચોથી તકબીર કહીને હાથ ઉઠાવ્યા વગર રુકૂઅમાં ચાલ્યા જાઓ, બાકી નમાઝ કાયદા પ્રમાણે પૂરી કરો. ખુત્બો સાંભળી પાછા જાઓ.

(જવાહિરુલ ફિકહ)

### ઈદના જરૂરી મસાઈલ :

ઈદના દિવસે ગુસલ કરવું, મિસ્વાક કરવું, પોતાની પાસે જે સારામાં સારા–સ્વચ્છ કપડાં હોય તેને પહેરવા, ખુશ્બૂ–અત્તર લગાડવું, ખુશીનો ઈઝહાર કરવો–પ્રસન્નતા વ્યક્ત કરવી, સવારમાં જલ્દી ઉઠી જવું, પગપાળા

ઈદગાહમાં જલ્દી જવું અને જે રસ્તાથી ગયા હોય તે સિવાય બીજા રસ્તેથી પાછા આવવું મસ્નૂન છે. (બીમારી અને અશક્તિના કારણે સવારીમાં ઈદગાહે જઈ શકાય છે.)

(નૂરુલ ઈઝાહ)

અરફાના દિવસથી એટલે કે નવમી ઝિલહજની ફજરની નમાઝથી લઈ તેરમી ઝીલહજની અસર સુધી જે કુલ તેવીસ (૨૩) નમાઝો થાય છે તે દરેક ફર્ઝ નમાઝ પછી તરત જ બલંદ અવાજથી એક વાર તકબીરે તશરીક કહેવી વાજિબ છે અને સાહિબૈન–ઈમામ અબૂ યૂસુફ અને ઈમામ મુહમ્મદ (રહ.)ની તહકીક મુજબ મુન્ફરિદે–એકલા નમાઝ પઢનારે, મુસાફિરે, અવરતે અને જે ગામડાઓમાં ઈદની નમાઝ થતી નથી ત્યાં વસવાટ કરનારા લોકોએ પણ દરેક ફર્ઝ નમાઝ પછી તકબીરે તશ્રીક કહેવી વાજિબ છે. ફતવો સાહિબૈન (રહ.)ના આ મજકૂર કથન ઉપર જ છે. અલબત્ત, અવરતે તકબીરે તશરીક આહિસ્તા–ધીમેથી પઢવી.

(બહરુર્રાઈક, ૧૬૬/૨, ફતાવા મહમૂદિય્યહ–૨, ફ. રહીમિય્યહ)

**નોટ** :– અમુક લોકો તકબીરે તશ્રીક પઢતા જ નથી અને અમુક ખૂબ ધીમેથી, અવાજ વગર પઢે છે તેઓએ આનાથી બચવું.

ઈદુલ ફિત્રમાં ધીમા અવાજે અને ઈદુલ અદહામાં

બલંદ અવાજે તકબીરે તશ્રીક પઢતા પઢતા ઈદગાહ જવું સુન્નત છે. (આજકાલ આ સુન્નત તરફ ખૂબ ગફલત કરવામાં આવે છે. આ સુન્નતને પણ જીવંત કરવી જોઈએ). (નૂરુલ ઈઝાહ)

**તકબીરે તશ્રીક :**

**અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર; લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, વલિલ્લાહિલ્ હમ્દ.**

ઈદુલ ફિત્રમાં સુબ્હે સાદિક પછી ઈદગાહ જવાથી પહેલાં કોઈ મીઠી ચીજ ખાવી સુન્નત છે અને મુસ્તહબ છે કે તે મીઠી ચીજ ખારેક–ખજુર હોય અને તે એકી સંખ્યામાં હોય. (દૂધ–ખીર બનાવવાને જરૂરી સમજવું પાયાહીન છે. આ રિવાજી ચીજ છે. એને મસ્નૂન ન સમજવામાં આવે.)

(ફતાવા રહીમિય્યહ–૧, નૂરુલ ઈઝાહ)

**સદકએ ફિત્ર :**

જે લોકો પર સદકએ ફિત્ર વાજિબ છે તેઓએ ઈદુલ ફિત્રમાં ઈદગાહ જવાથી પહેલાં સદકએ ફિત્ર અદા કરવો મુસ્તહબ છે અને જો ઈદના દિવસે સદકએ ફિત્ર ન આપ્યો તો માફ થશે નહીં. હવે બીજા કોઈ દિવસે એની કઝા કરવી જરૂરી છે અને જો રમઝાનમાં અદા કરી દીધો તો પણ વાંધો



નથી. એક માણસના સદકએ ફિત્રમાં ૧ કિલો ૬૫૦ ગ્રામ ઘઉં યા એની કિંમત આપવી.

જે મુસલમાન એટલો માલદાર હોય કે તેના પર ઝકાત વાજિબ હોય અથવા તેના ઉપર ઝકાત તો વાજિબ ન હોય; પરંતુ જરૂરી સામાનથી વધીને એટલી કિંમતનો માલ-સામાન હોય કે તે કિંમત પર ઝકાત વાજિબ હોય તો તેના ઉપર ઈદના દિવસે સદકએ ફિત્ર દેવો વાજિબ છે. ચાહે તે માલ વેપારનો હોય યા ન હોય, ચાહે તે માલ પર-પૂરું વર્ષ પસાર થઈ ગયું હોય યા ન થયું હોય. સદકએ ફિત્ર પોતાના તરફથી તેમજ પોતાની નાબાલિગ અવલાદ તરફથી દેવો વાજિબ છે; પરંતુ જો નાબાલિગ અવલાદ માલદાર હોય તો બાપના ઝિમ્મે વાજિબ નથી. સદકએ ફિત્રના મુસ્તહિક પણ તે જ લોકો (ફકીર, ગરીબ, મોહતાજ વગેરે) છે જેઓ ઝકાતના મુસ્તહિક છે.

(બેહિશ્તી ઝેવર-૩)

## કુર્બાની વિશે :

ઈદુલ્ અદહામાં ઈદની નમાઝ પછી સૌ પ્રથમ પોતાની કુર્બાનીનો ગોશ્ત ખાવો સુન્નત છે. ઈદુલ અદહાની નમાઝથી પહેલાં ન ખાવું દરેકના માટે મુસ્તહબ છે. માટે તેની કુર્બાની હોય કે ન હોય અને જો નમાઝથી પહેલાં ખાય લીધું તો પણ વાંધો નથી, (પરંતુ આ ન ખાવાને રોઝો



ન સમજવામાં આવે.) જેમ કે લોકોમાં મશહૂર છે.

(દુર્રે મુખ્તાર)

કુર્બાનીની નિય્યત ફક્ત દિલથી કરી લેવી કાફી છે. ઝુબાનથી કહેવું જરૂરી નથી. અલબત્ત, ઝબહ કરતી વખતે **''બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર''** કહેવું જરૂરી છે.

(જવાહિરુલ ફિકહ-૧)

ઈદની નમાઝથી પહેલાં કુર્બાની કરવી જાઈઝ નથી. જો કોઈએ નમાઝથી પહેલાં કુર્બાની કરી દીધી તો તેને ફરી કરવી જરૂરી છે; પરંતુ જે શહેરોમાં (ગામડાઓમાં) ઘણી બધી જગ્યાએ ઈદની નમાઝ થતી હોય તો ત્યાં કોઈ પણ એક જગ્યાએ ઈદની નમાઝ થઈ ગઈ તો પૂરા શહેરમાં કુર્બાની કરવી જાઈઝ થઈ જાય છે.

(બદાઈઉસ્સનાઈઅ, જવાહિરુલ ફિકહ-૧)

ઈદના ખુત્બા વખતે સફો કાયમ રાખી પોત પોતાની જગ્યાએ બેસી રહેવું બેહતર છે. સહાબએ કિરામ (રદિ.) સફો કાયમ રાખી પોતાની જગ્યાએ બેસી રહેતા હતા.

(ફતાવા રહીમિય્યહ-૧)

સામાન્ય રીતે દરેક નમાઝ પછી દુઆ માંગવી મસ્નૂન છે. એટલે ઈદની નમાઝ પછી પણ દુઆ માંગવી મસ્નૂન રહેશે; પરંતુ ખુત્બા પછી સાબિત નથી. એટલે ખુત્બા

પછી દુઆ માંગવામાં ન આવે.

(ઈમ્દાદુલ ફતાવા–૧, ફતાવા રહીમિય્યહ–૧)

ઈદગાહમાં ખુત્બા પછી એકબીજાથી મુલાકાત કરવી (અને એને જરૂરી સમજવું) કોઈ હદીસથી સાબિત નથી, જેથી ફુકહાએ કિરામે આ રસમ–પ્રથાને મકરૂહ અને બિદઅત લેખી છે (માટે ઈદગાહમાં મુલાકાત કરવામાં ન આવે.) (શામી ભા. ૧, પે. ૩૩૬ ફ. રહી.–૧)

**ઈદ મુબારક વિશે :**

ઈદના દિવસે એકબીજાને મુબારકબાદી આપવી જાઈઝ છે. આ પ્રમાણેના શબ્દો કહે :

تَقَبَّلَ اللّٰهُ مِنَّا وَمِنْكُمْ

**"તકબ્બલલ્લાહુ મિન્ના વ મિન્કુમ"**

અથવા આમ કહે "તમને ઈદ મુબારક."

(ફતાવા રહીમિય્યહ–૧)

ઈદના મોકા પર સગા–સ્નેહીઓને સિલારહમીના હેતુસર જરૂરી સમજ્યા વગર પત્ર યા સાદા ઈદકાર્ડ વડે ઈદ મુબારક અથવા દુઆ વગેરેનો મજમૂન–લેખ પાઠવવામાં આવે તો વાંધો નથી, પરંતુ એના માટે

મોંઘાદાટ, રંગબેરંગી ઈદકાર્ડનો આગ્રહ રાખી તેની આપ-લે કરવામાં ન આવે, કારણ કે એમાં ફુઝૂલખર્ચીની સાથે સાથે ગેરકોમોના તહેવારો સાથે મુશાબહત-બરાબરી થાય છે અને વળી જો ઈદકાર્ડ પર અરબીમાં કુર્આનની આયત તેમજ કોઈ હદીષ લખાયેલ હશે તો બેઅદબીનો પણ સંભવ છે.

## ઈદના દિવસે કબ્રસ્તાન જવા વિશે :

ઈદનો દિવસ ખૂશીનો દિવસ હોય છે. ઘણા વખતે ખૂશીમાં લાગવાથી આખિરતથી ગફલત થઈ જાય છે અને કબ્રસ્તાન જવાથી આખિરત યાદ આવે છે. એટલે જો કોઈ માણસ ઈદના દિવસે કબ્રસ્તાન જાય તો મુનાસિબ છે. કંઈ વાંધો નથી; પરંતુ અમલ કરવાની દષ્ટિએ પણ એનો એટલો બધો ઈન્તિઝામ-પ્રબંધ કરવો દુરુસ્ત કે યોગ્ય નથી કે જેથી લોકોને શંકા થાય કે આ ચીજ લાઝિમી અને જરૂરી છે. વળી, જો કોઈ માણસ આ દિવસે કબ્રસ્તાન ન જાય તો એની ટીકા કરવી યા એને હકીર-હલ્કો સમજવો દુરુસ્ત નથી. એટલા માટે એહ્તિયાત લાઝિમ છે.

(ફતાવા મહમૂદિય્યહ-૨૭૬/૨)

જુમ્આના દિવસે ઈદ આવે તો બંને ખુત્બા પઢવા વાજિબ અને જરૂરી છે. બંનેમાંથી એકનું પઢી લેવું કાફી-પૂરતું નથી. (જુમ્આના દિવસે ઈદ આવે તો ખૂશી અને

વધુ ફઝીલતની વાત છે. એને દુનિયા પર ભાર છે એમ સમજવું ગલત છે. એ જ પ્રમાણે જુમ્આના દિવસે ઈદુલ અદ્હા આવે તે વર્ષની હજને "હજ્જે અકબરી" સમજવું પણ ગલત છે.) (તહતાવી દુ. ૫૫૮ ભા. ૧)

## દિવસ-રાતની સુન્નતે મુઅક્કદા નમાઝ :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે, જે માણસ ફર્ઝ નમાઝોના સિવાય દિવસ-રાતમાં બાર (૧૨) રકા'ત (સુન્નતે મુઅક્કદા) નમાઝ પઢે તેના માટે જન્નતમાં એક ઘર બનાવવામાં આવે છે. (આ બાર રકા'તની તફસીલ-વિસ્તૃત વર્ણન આ પ્રમાણે છે.) બે રકા'ત ફજ્રથી પહેલાં, ચાર રકા'ત ઝોહર પહેલાં, બે રકા'ત ઝોહર પછી, બે રકા'ત મગરિબ પછી અને બે રકા'ત ઈશા પછી. (તિરમિઝી શરીફ)

# નવાફિલનું વર્ણન

હદીસે કુદ્સીમાં છે :

અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "મારો બંદો નવાફિલ વડે પણ મારી નિકટતા-નજદીકી પ્રાપ્ત કરતો રહે છે. અહીં સુધી કે હું એનાથી મુહબ્બત કરવા લાગું છું અને જ્યારે હું, એનાથી મુહબ્બત કરું છું તો હું એના કાન બની જાઉં છું, જેનાથી તે સાંભળે છે, એની આંખો બની જાઉં છું,

જેનાથી તે જુએ છે, એના હાથ બની જાઉં છું, જેનાથી તે પકડે છે, એના પગ બની જાઉં છું, જેનાથી તે ચાલે છે અને તે મારાથી સવાલ કરે છે તો હું તેને પૂરો કરું છું અને મારી પાસે પનાહ માંગે છે તો હું તેને પનાહ આપું છું."

એટલે કે ફરાઈઝની અદાયગી સાથે જો કોઈ માણસ નફલ ઈબાદતની પાબંદી કરે છે તો તે અલ્લાહનો મહબૂબ બંદો બની જાય છે પછી તે બંદાનું પ્રત્યેક કામ અલ્લાહ તઆલાની મરજી અને તેની ઈચ્છા અનુસાર હોય છે. કહો કે, અલ્લાહ તઆલા દરેક રીતે તેની રેહબરી ફરમાવે છે અને દરેક જરૂરતને પૂરી ફરમાવે છે, બલકે અલ્લાહ તેનો બની જાય છે.

એક હદીસમાં છે કે, કિયામતના દિવસે (આ'માલમાં) સૌ પ્રથમ નમાઝનો હિસાબ લેવામાં આવશે. જો નમાઝ સારી હાલતમાં નીકળી આવી તો તે સફળ થઈ ગયો અને જો નમાઝ બેકાર સાબિત થઈ તો તે અસફળ અને નુકસાન–ખસારામાં હશે અને જો ફર્ઝ નમાઝોમાં કમી–કોતાહી હશે તો જો તેની પાસે નફલો હશે તો તે વડે કમી–કોતાહીને પૂરી કરવામાં આવશે. (તિરમિઝી)

## તહિય્યતુલ વુઝૂ :

જે માણસ ખૂબ સારી રીતે વુઝૂ કરી દિલની હાજરી સાથે બે રકા'ત પઢે તેના માટે જન્નત વાજિબ થઈ જાય

છે, (પરંતુ મકરૂહ વખતે ન પઢે.) (મુસ્લિમ શરીફ)

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત બિલાલ (રદિ.)ની મોજડીઓની અવાજ જન્નતમાં પોતાની આગળ આગળ સાંભળી (એટલે કે ખાદિમની હેસિયતથી તેઓ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આગળ ચાલતા હતા. આ તેમની અલ્પ ફઝીલત અને તેમનો મખ્સૂસ–વિશેષ મકામ હતો.) આ વિશે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને પૂછયું કે, તમારો કયો વિશેષ અમલ છે ? હઝરત બિલાલ (રદિ.)એ જવાબ આપ્યો કે, જયારે પણ મારું વુઝૂ તૂટી જાય છે તો (જલ્દી) વુઝૂ કરી અલ્લાહે મારા માટે મુકદ્દર કરેલ (બે રકા'ત) નમાઝ (તહિય્યતુલ વુઝૂની નિય્યતથી) જરૂર પઢું છું.

(મિશ્કાત, તિરમિઝી)

વુઝૂના અવયવોથી પાણી સુકાય તે પહેલાં બે રકા'ત પઢવી મુસ્તહબ છે. (વુઝૂના અવયવોથી પાણી સુકાય તે પહેલાં કોઈ પણ નમાઝ પઢવાથી તહિય્યતુલ વુઝૂ પણ અદા થઈ જશે.) (અહસનુલ ફતાવા–૩, દુર્રે મુખ્તાર–૧)

સહાબા, તાબિઈન અને અહલે ઈલ્મની એક જમાઅત ફરમાવે છે કે, આ પ્રકરણમાં રુખ્સત–છૂટ આપવામાં આવી છે. મિશ્કાતની અમુક શર્હોમાં છે કે, કપડાં–રૂમાલ વગેરેથી અવયવોને ન સુકાવવા–ન લૂછવાં મુસ્તહબ છે

અને જો પાણી લૂંછી નાખે તો પણ ''અસહ'' કથન અનુસાર મકરૂહ નથી. (મદારિજુન્નુબુવ્વહ)

પરંતુ જો વાંધો ન હોય તો થોડી થોડી તરી–ભીનાશ બાકી રહે એ પ્રમાણે લૂંછવું બેહતર છે અને આ ન લૂંછવાનો યા ભીનાશ બાકી રાખવાનો હુકમ એટલા માટે પણ છે કે વુઝૂનો અસર બાકી રહેવાની સાથે સાથે બીજી ઈબાદત–નમાઝ શરૂ થઈ જાય. વુઝૂ પણ ઈબાદત છે.

(શામી ભા. ૧)

## તહિય્યતુલ મસ્જિદ :

તહિય્યતુલ મસ્જિદ અર્થાત રબ્બે મસ્જિદની તા'ઝીમ કરવી. એટલે કે અલ્લાહ તઆલાની નિકટતા પ્રાપ્ત કરવાના હેતુસર પઢવામાં આવતી નમાઝ. (દુ. શામી–૧)

હદીસ શરીફમાં છે :

જ્યારે તમારામાંથી કોઈ માણસ મસ્જિદમાં દાખલ થાય તો તે બેસવા પહેલાં બે રકા'ત નમાઝ (તહિય્યતુલ મસ્જિદની નિય્યતથી) પઢે. (બુખારી, મુસ્લિમ)

મસ્જિદમાં દાખલ થઈ બેસી ગયા પછી પણ પઢી શકાય છે. જેમ કે એક રિવાયતથી સાબિત છે; પરંતુ બેસવા પહેલા પઢવી અફઝલ છે અને ઉઝર વગર– જાણીબુઝીને

બેસી ગયા પછી જ પઢવાની આદત ન બનાવી લેવી જોઈએ. મસ્જિદમાં દાખલ થઈ કોઈ પણ ફર્ઝ યા સુન્નત વિગેરે નમાઝ પઢવા લાગે તો પણ તહિય્યતુલ મસ્જિદ અદા થઈ જશે. ચાહે તહિય્યતુલ મસ્જિદની નિય્યત કરી હોય યા ન કરી હોય. આ નમાઝ સુન્નત છે.

(દુર્રે મુખ્તાર. શામી–૧)

જો કોઈ માણસ મકરૂહ વખતે મસ્જિદમાં દાખલ થાય અથવા અસરની નમાઝ પઢયા પછી યા ફજર પછી સૂર્ય બરાબર નીકળતાં પહેલાં દાખલ થાય અથવા કોઈ મશ્ગૂલી વગેરે ઉઝર હોય તો તે વખતે મુસ્તહબ છે કે આ તસ્બીહ પઢે : **''સુબ્હાનલ્લાહિ, વલ્હમ્દુલિલ્લાહી, વલા ઈલા–હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર''** અથવા દુરૂદ શરીફ પઢે, એનાથી મસ્જિદનો હક અદા થઈ જશે. (દુ. શામી–૧)

વારંવાર મસ્જિદમાં દાખલ થનાર માટે દિવસમાં એક વખત તહિય્યતુલ મસ્જિદ પઢી લેવી કાફી છે, ચાહે પહેલી વખત દાખલ થાય ત્યારે પઢે યા છેલ્લે પઢે.

(દુર્રે મુખ્તાર. શામી–૧)

### ઈશ્રાકની નમાઝ

ઈશ્રાકની નમાઝની (અસલ) રીત આ છે કે, જ્યારે ફજરની નમાઝ પઢી ચૂકે તો નમાઝ પઢવાની જગ્યા પરથી ન ઉઠે; બલકે તે જગાએ બેઠાં બેઠાં તસ્બીહ, દુરૂદ શરીફ,

ઝિક્ર–તિલાવત વગેરેમાં લાગેલો રહે અને કોઈ દુન્યવી વાતચીત, કામકાજ ન કરે. પછી જ્યારે સૂર્ય એક નેઝા બરાબર ઊંચો ચઢી જાય (એટલે કે સૂર્યોદય પછી પંદર મિનીટ પસાર થઈ જાય) ત્યારે ઉઠીને બે રકા'ત અથવા ચાર રકા'ત પઢે. (બેહિશ્તી ઝેવર–ર)

હદીસ શરીફમાં છે કે આ બે રકા'તનો સવાબ એક (નફલ) મકબૂલ હજ અને ઉમરહના બરાબર છે. બીજી હદીસે કુદસીમાં છે કે, હે માનવપુત્ર ! તું દિવસના શરૂ ભાગમાં મારા માટે (ઈખ્લાસ સાથે) ચાર રકા'ત (નફલ) નમાઝ પઢયા કર, હું દિવસના અંતભાગ સુધી તારા કામોની કિફાયત કરીશ. (એટલે કે અલ્લાહ તઆલા તેના બધા કામોને પૂરા ફરમાવશે.) (તિરમિઝી)

પોતાની નમાઝ પઢવાની જગ્યા પરથી ઉઠી ગયા પછી પણ પઢી શકાય છે, પરંતુ સવાબ પહેલાંથી ઓછો મળશે. (બેહિશ્તી ઝેવર)

**ચાશ્તની નમાઝ :**

જ્યારે સૂર્ય ખૂબ ઊંચે આવે અને તડકામાં તેજી આવે એટલે એક ચોથાઈ (૧/૪) દિવસ પસાર થઈ જાય ત્યારે (ઉનાળામાં લગભગ નવ (૯) વાગ્યા પછી અને શિયાળામાં લગભગ દસ (૧૦) વાગ્યા પછી ઓછામાં ઓછી બે રકા'ત અથવા ચાર રકા'ત પઢવી મુસ્તહબ છે

અને વધુમાં વધુ આઠ રકા'ત યા બાર રકા'ત પઢવી. આઠ
રકા'ત પઢવી અફઝલ છે. આ નમાઝ ઝવાલ (એટલે કે
અર્ધા દિવસ) સુધી પઢી શકાય છે. (દુર્રે મુખ્તાર, શામી-૧)

નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ચાશ્તની ચાર
રકા'ત અને એથી વધુ જેટલી અલ્લાહ તઆલાએ ચાહી-
પઢતા હતા. (મુસ્લિમ)

માણસના શરીરમાં ત્રણ સો સાઠ સાંધાઓ છે અને
દરેક સાંધાનો સદકો કરવો લાઝિમ છે. હવે ચાશ્તની બે
રકા'ત દરેક સાંધાના સદકામાં કાફી છે. (મિશ્કાત)

જે માણસે ચાશ્તની બે રકા'ત પઢી તેના બધા (સગીરહ)
ગુનાહ માફ કરી દેવામાં આવે છે. ચાહે દરિયાના ફીણ
બરાબર હોય. (ઈબ્ને માજહ) બીજી રિવાયતમાં છે કે, જે
માણસ ચાશ્તની બાર રકા'ત પઢે છે તો અલ્લાહ તઆલા
તેના માટે જન્નતમાં સોનાનો એક મહેલ તૈયાર કરે છે.
(તિરમિઝી, નસાઈ)

એક હદીસમાં છે કે, આ નમાઝ પઢવાવાળો કદી
તંગદસ્ત થશે નહિ.

**અવ્વાબીન :**

મગરિબની ફર્ઝ અને સુન્નત નમાઝ પછી ઓછામાં
ઓછી છ રકા'ત અને વધુમાં વધુ વીસ રકા'ત પઢે. આ



નમાઝને અવ્વાબીનની નમાઝ કહેવાય છે. (બેહિશ્તી ઝેવર)

હદીસ શરીફમાં છે કે, જે માણસ મગરિબ પછી છ રકા'ત પઢે અને વચ્ચે કોઈ ગેરજરૂરી–ફાલતુ વાત ન કરે તેને બાર વર્ષની (નફલ) ઈબાદતનો સવાબ મળશે. (એક રિવાયત અનુસાર જો સમુદ્રના કાંપ બરાબર તેના ગુનાહ હશે તો પણ માફ કરી દેવાશે. (તબરાની) અને જે માણસ વીસ રકા'ત પઢે તેના માટે અલ્લાહ તઆલા જન્નતમાં એક મકાન તૈયાર કરે છે. (તિરમિઝી–૧)

જે માણસે મગરિબની બે રકા'ત સુન્નત સાથે કુલ છ રકા'ત પઢી એટલે કે ફર્ઝ પછી બે સુન્નત અને ચાર રકા'ત નફલ પઢી તો પણ અવ્વાબીન અદા થઈ ગઈ,(પરંતુ સુન્નતો સિવાય છ રકા'ત પઢવી બેહતર છે. હા, જલ્દી જેવું હોય તો સુન્નત સાથે કુલ છ (૨+૪) રકા'ત પઢે.)

(મિરકાત, શામી, અહસનુલ ફતાવા–૩)

### નમાઝે તહજ્જુદ :

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ''**વ મિનલ્લય્લિ ફ–તહજ્જદ બિહી....** અને (હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! રાતે તહજ્જુદ પઢતા રહો, આ ખાસ આપના માટે વધારાની ચીજ છે. આશા છે કે આપનો પરવરદિગાર આપને મકામે મહમૂદમાં સ્થાન આપશે.'' (સૂ. બની ઈસ્રાઈલ–૭૯)





તહજ્જુદ પહેલાં બધાં પર ફર્ઝ હતી. પછી ઉમ્મતના શિરેથી એની ફર્ઝિય્યત હટાવી લેવામાં આવી, પરંતુ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હકમાં બે કથન છે : એક આ કે તહજ્જુદ આપ પર ફર્ઝ રહી હતી અને બીજું કથન આ છે કે તહજ્જુદ આપના શિરે પણ ફર્ઝ રહી ન હતી. (મુ. બયાનુલ કુર્આન ભા.૬, પે. ૯૮)

આ નમાઝ સુન્નત છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હંમેશા તહજ્જુદ પઢતા હતા અને સહાબએ કિરામ (રદિ.)ને તહજ્જુદ પઢવા વિશે ખાસ રગબત અને તાકીદ ફરમાવતા હતા.

હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : તમે તહજ્જુદ જરૂર પઢયા કરો, કારણ કે તહજ્જુદ પહેલેથી જ તમારા નેક પૂર્વજો–બુઝુર્ગોનો તરીકો અને શિઆર રહ્યો છે અને અલ્લાહની નિકટનો ખાસ વસીલો છે તથા ગુનાહોની ખરાબ અસરને નષ્ટ કરવાવાળી અને બુરાઈઓથી રોકવાવાળી ચીજ છે. બીજી રિવાયતમાં છે કે ફરાઈઝ પછી સૌથી અફઝલ અને શ્રેષ્ઠ નમાઝ તહજ્જુદ છે. (તિરમિઝી શરીફ)

તહજ્જુદનો વખત ઈશાની નમાઝ પઢયા પછીથી લઈ સુબ્હે સાદિક સુધી છે; પરંતુ અડધી રાત પછી ઊઠીને પઢવી અફઝલ છે. (એટલે કે તહજ્જુદની નમાઝને ઊંઘ



લીધા પછી પઢવું શર્ત અને જરૂરી નથી). તહજ્જુદની ઓછામાં ઓછી બે રકા'ત તો પઢવી જ જોઈએ અને પસંદનીય તથા સર્વસંમત કથન અનુસાર વધુમાં વધુ આઠ રકા'ત પઢવી. (અલબત્ત, દસ અથવા બાર રકા'ત પઢવાની પણ ઈજાઝત છે.) (શામી-૧)

જો કોઈને રાત્રે ઊઠવાની હિંમત ન હોય તો સૂતાં પહેલા થોડીક નફલો તહજ્જુદની નિય્યતથી પઢી લેવાથી પણ તહજ્જુદનો સવાબ મળશે; પરંતુ (સામાન્યતઃ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને સહાબએ કિરામ (રદિ.)ની મુબારક આદત રાતના અંતભાગમાં ઉઠીને નમાઝ પઢવાની હતી, એ કારણે) સૂઈને ઉઠીને નમાઝ પઢવું વધુ અફઝલ લેખાશે. (શામી-૧)

જે માણસ રાત્રે તહજ્જુદ ન પઢી શક્યો (અને તહજ્જુદ પઢવાની તેની આદત હતી) તો ઝવાલથી પહેલાં બાર રકા'ત પઢી લેશે તો ઈન્શાઅલ્લાહ તહજ્જુદનો સવાબ મળી જશે. (ફતાવા મહમૂદિય્યહ-૭૩/૨)

હદીસ શરીફમાં છે : અલ્લાહ તઆલા રોજ રાત્રે જ્યારે કે રાતનો છેલ્લો ભાગ બાકી રહે છે ત્યારે પહેલા આસમાન પર નુઝૂલ ફરમાવે છે-ઉતરે છે (તે વખતે અલ્લાહ તઆલાની તજલ્લી, ખુસૂસી રહમતો અને બરકતો તથા નૂરનો વરસાદ વરસે છે) અને ફરમાવે છે : કોઈ છે મારાથી દુઆ માંગવાવાળો ! કે હું તેની દુઆ કબૂલ કરું,



કોઈ છે મારાથી સવાલ કરનાર ! કે હું તેનો સવાલ પૂરો કરું, કોઈ છે મારાથી મગફિરત ચાહનાર ! કે હું તેની બખ્શિશ કરું. આ પ્રમાણેનું એ'લાન ફજર સુધી થાય છે.

(મિશ્કાત-૧૦૯/૧)

અલ્લાહ તઆલા તે માણસ પર રહમત નાઝિલ ફરમાવે છે, જે રાતમાં ઊઠીને (પોતે પણ તહજ્જુદની) નમાઝ પઢે અને પોતાની પત્નીને પણ જગાડે કે તે પણ નમાઝ પઢે અને જો પત્ની (ઊંઘ અને સુસ્તીના કારણે) ન ઊઠે તો તે તેના મોઢા પર પાણીનો છંટકાવ કરે (કે જેથી ઊંઘ ઉડી જાય) અને એ જ પ્રમાણે અલ્લાહ તઆલા તે ઔરત પર રહમત નાઝિલ ફરમાવે છે, જે રાતમાં ઊઠીને (પોતે પણ તહજ્જુદની) નમાઝ પઢે અને પોતાના પતિને પણ જગાડે કે તે પણ નમાઝ પઢે અને જો શવહર (ઊંઘ અને સુસ્તીના કારણે) ન જાગે તો તે તેના મોઢા પર પાણીનો છંટકાવ કરે (જ્યારે કે તેને શવહરના ગુસ્સાનો ભય ન હોય.)

(મિશ્કાત-૧૦૯/૧)

જે માણસ રાત્રે ઊઠે અને પોતાની બીવી (અવલાદ વગેરે)ને જગાડે અને તેઓ બે રકા'ત નમાઝ પઢે તો તેમની ગણના ખૂબ ઝિક્ર કરવાવાળા મર્દો અને ખૂબ ઝિક્ર કરવાવાળી ઔરતોમાં થાય છે. (નસાઈ, ઈબ્ને માજહ)

આ સિવાય પણ બીજી ઘણી હદીસોથી ફઝીલત બયાન



કરવામાં આવી છે એટલે કબ્રમાં સૂતા પહેલાં કબ્રની રાહત માટે આ નમાઝ જરૂર પઢવી જોઈએ અને સુન્નત તરીકા મુજબ સૂવાની આદત રાખો. સૂતાં પહેલા સૂવાની દુઆ, આયતુલ કુર્સી, ત્રણ કુલ અને તસ્બીહે ફાતિમહ પઢીને પોતાના શરીર પર દમ કરી લો. જે માણસ વુઝૂ સાથે સૂએ છે તો ફરિશ્તાઓ તેના સાથી રહે છે અને જો રાતમાં બેદાર થઈ જાય–આંખ ખુલી જાય તો તે વખતે જે દુઆ માંગે તે કબૂલ થાય છે અને કમથી કમ સૂતા પહેલાં તહજ્જુદ માટે ઉઠવાની જે કંઈ તરકીબો હોય તે વડે બધી તૈયારીઓ જરૂર કરી લો અને છતાં ય ન ઊઠી શકાયું તો અલ્લાહ તઆલા તહજ્જુદનો સવાબ અતા ફરમાવશે, ઈન્શા અલ્લાહ.

**તહજ્જુદ માટે ઊઠવાનો અમલ :**

રાત્રે સૂતી વખતે જે સમયે ઊઠવું હોય તેની નિય્યત કરી આ આયતો પઢવી :

قُلْ لَّوْ كَانَ الْبَحْرُ مِدَادًا لِّكَلِمٰتِ رَبِّيْ لَنَفِدَ الْبَحْرُ قَبْلَ اَنْ تَنْفَدَ كَلِمٰتُ رَبِّيْ وَلَوْ جِئْنَا بِمِثْلِهٖ مَدَدًا ۝ قُلْ اِنَّمَآ اَنَا بَشَرٌ مِّثْلُكُمْ يُوْحٰۤى اِلَيَّ اَنَّمَآ اِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ ۚ فَمَنْ كَانَ يَرْجُوْا لِقَآءَ رَبِّهٖ فَلْيَعْمَلْ عَمَلًا صَالِحًا وَّلَا يُشْرِكْ بِعِبَادَةِ رَبِّهٖۤ اَحَدًا ۝

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ને એક માણસે કહ્યું કે હું મારા દિલમાં ઈરાદો કરું છું કે રાતના છેલ્લા ભાગમાં ઊઠી નમાઝ પઢું; પરંતુ ઊંઘ ગાલિબ આવી જાય છે. આપ (રદિ.)એ ફરમાવ્યું કે, જ્યારે તમે સૂવા માટે બિસ્તર પર જાઓ ત્યારે (ઉપર લખેલી) સૂરએ કહ્ફની છેલ્લી બે આયતો પઢી લો તો જે વખતે ઊઠવાનો ઈરાદો કરશો તો અલ્લાહ તઆલા તે જ વખતે તમને જગાડી દેશે. હઝરત અબ્દુલ્લાહ (રહ.) ફરમાવે છે કે અમે ઘણા વખત આ વાતનો તજરુબો કર્યો તો ખરેખર એવું જ થાય છે. (મઆરિફુલ કુર્આન–૫/૬૫૨)

તહજ્જુદ પઢયા પછી જો કોઈ સૂવા ચાહે તો સૂઈ શકે છે; પરંતુ ફજરની નમાઝ જમાઅત સાથે જરૂર પઢે. એવું ન થવા પામે કે તહજ્જુદ માટે ઊઠવાના કારણે ફજરની નમાઝથી મહરૂમી રહે.

હદીસમાં છે કે, જે માણસ ફજર અને ઈશાની નમાઝ જમાઅત સાથે પઢે છે તેને પૂરી રાત (નફલ) ઈબાદત કરવાનો સવાબ મળે છે.

**તહજ્જુદમાં ઊઠવા વિશે મદદરૂપ બાબતો :**

હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)એ

તહજ્જુદ માટે ઊઠવામાં મદદરૂપ થતી જે ચીજો દર્શાવી છે તે આ મુજબ છે : હલાલ ખાવું, તૌબા પર કાયમ રહેવું, અલ્લાહના અઝાબનો ખૌફ રાખવો, મગફિરતની ઉમ્મીદ રાખવી, શંકાશીલ ચીજો ખાવાથી બચવું, ગુનાહોથી બચવું–તેના પર અડીખમ ન રહેવું, મૌતને યાદ રાખવું, દુનિયાની મુહબ્બત અને તેની ફિકરોથી દિલને દૂર રાખવું, મૌત પછી સામે આવનાર ચીજોને સોચવી–વિચારવી.

એક માણસે હઝરત હસનની સેવામાં અરજ કરી કે, હું તંદુરસ્ત છું અને પૂરી રાત સૂઈ રહું છું; પરંતુ દિલમાં ઈચ્છા રાખું છું કે રાત્રે ઊઠીને નમાઝ પઢું અને તે માટે વુઝૂનું પાણી પણ પાસે રાખેલું હોય છે તે છતાં ય ઊઠી શક્તો નથી તેનું શું કારણ ? હઝરત હસને જવાબ આપ્યો કે, તારા ગુનાહોએ તને કેદ કરી રાખ્યો છે.

નવવી (રહ.) ફરમાવે છે કે, મેં એક ગુનોહ કર્યો જેના કારણે રાતના ઊઠી તહજ્જુદ પઢવાથી મહરૂમ રહ્યો. લોકોએ પૂછયું કે, તે કયો ગુનોહ હતો ? ફરમાવ્યું : એક માણસને રડતો જોઈ મેં કહી દીધું હતું કે તે રિયાકારીથી રડી રહ્યો છે. હઝરત હસન ફરમાવે છે કે માણસ એક ગુનાહના કારણે રાતના ઊઠવાથી અને તેની લિઝઝતથી મહરૂમ થઈ જાય છે. (ગુન્યતુત્તાલિબીન)

આ સિવાય ઝાહિરી ઉપાયની દૃષ્ટિએ વધુ ખાવાથી, વધુ પાણી પીવાથી બચે, થઈ શકે તો દિવસના કયલુલ્લાહ કરે–બપોરે થોડો આરામ કરે અને રાતે ઈશા પછી જલ્દી સૂવાની ફિકર રાખે.

**નમાઝે હાજત :**

જ્યારે પણ કોઈ જરૂરત પેશ આવે અથવા કોઈ મુશ્કેલી આવી પડે ત્યારે ખૂબ સારી રીતે વુઝૂ કરી બે રકા'ત નમાઝ પઢે અને ખૂબ દિલ લગાવી અલ્લાહ તઆલાથી દુઆ કરે, ઈન્શાઅલ્લાહ હાજત પૂરી થઈ જશે. નીચે અરબીમાં લખેલ દુઆ યાદ કરી લેવી જોઈએ અને જો યાદ ન હોય હોય તો પોતાની ઝુબાનમાં દુઆ કરે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આદતે શરીફા હતી કે, જ્યારે પણ કોઈ ફિકર–ગમ, મુસીબત યા અહમ–જરૂરી કામ આવી પડતું તો આપ નમાઝમાં મશ્ગુલ થઈ જતા. (અબૂ દાવૂદ) સહાબએ કિરામ (રદિ.)નો અમલ પણ આ પ્રમાણેનો રહ્યો છે અને ઉમ્મત વિશે આપનું ફરમાન પણ આ પ્રમાણેનું છે.

નમાઝ પછી પ્રથમ અલ્લાહની હમ્દો–ષના, તા'રીફ અને દુરૂદ શરીફ પઢયા પછી આ દુઆ પઢવી મસ્નૂન છે :

لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَلِيْمُ الْكَرِيْمُ ط
سُبْحَانَ اللّٰهِ رَبِّ الْعَرْشِ الْعَظِيْمِ ط
اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ ط اَسْئَلُكَ
مُوْجِبَاتِ رَحْمَتِكَ وَعَزَآئِمَ
مَغْفِرَتِكَ وَالْغَنِيْمَةَ مِنْ كُلِّ بِرٍّ
وَّالسَّلَامَةَ مِنْ كُلِّ اِثْمٍ ط لَا تَدَعْ لِيْ
ذَنْبًا اِلَّا غَفَرْتَهٗ وَلَا هَمًّا اِلَّا فَرَّجْتَهٗ
وَلَا حَاجَةً لَّكَ فِيْهَا رِضًا اِلَّا قَضَيْتَهَا
يَآ اَرْحَمَ الرَّاحِمِيْنَ ط

**લા ઈલા-હ ઈલ્લા હુવલ હલીમુલ કરીમ. સુબ્હાનલ્લાહિ રબ્બિલ અર્શિલ અઝીમ. અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન. અસ્અલુ-ક મૂજિબાતિ રહ્મતિક, વ અઝાઈ-મ મગ્ફિરતિક, વલ ગનીમ-ત મિન કુલ્લિ બિર્રિંવ્, વસ્સલામ-ત મિન કુલ્લિ ઈષ્મિન્, લા તદઅ્ લી ઝમ્બન્ ઈલ્લા ગફર્તહુ, વલા હમ્મન્ ઈલ્લા ફર્રજતહુ, વલા હાજતન્ લ-ક ફીહા રિઝન્ ઈલ્લા કઝયતહા યા અર્હમર્રાહિમીન !** (ઈબ્ને માજહ)

**નમાઝે તૌબા :**

જ્યારે શરીઅત-દીન વિરુદ્ધ કોઈ કામ થઈ જાય, કોઈ

ગુનોહ થઈ જાય તો બે રકા'ત નફલ નમાઝ પઢીને અલ્લાહ તઆલાથી ખૂબ રડી—કકડીને તે કામથી તૌબા કરે. પોતાના બદકૃત્ય પર પસ્તાવો કરે અને અલ્લાહ તઆલાથી માફ કરાવે અને હવે પછી કદી ગુનાહ ન કરવાનો પાકો ઈરાદો કરે. (અને જો કોઈ બંદાનો હક માર્યો હોય તો તેને અદા કરી દે અને તેનાથી માફી કરાવી લે.) આનાથી અલ્લાહના ફઝલો—કરમથી તે ગુનોહ માફ થઈ જાય છે.

(બેહિશ્તી ઝેવર)

જો થઈ શકે તો મોહતાજ—ગરીબ લોકો પર થોડો સદકો પણ કરી દે.

## સફરની બે રકા'ત નમાઝ :

સફરમાં જતી વખતે ઘરમાં બે રકા'ત નફલ નમાઝ પઢવી અને સફરમાંથી પાછા ફરી પ્રથમ મસ્જિદમાં જઈ બે રકા'ત પઢવી મુસ્તહબ છે. (શામી—૧)

જ્યારે કોઈ માણસ સફરનો ઈરાદો કરે તે વખતે સૌથી શ્રેષ્ઠ ચીજ પોતાના ઘરવાળાઓ માટે છોડીને જાય છે તે આ છે કે તેઓની પાસે (એટલે કે ઘરમાં) બે રકા'ત પઢે. (તબરાની) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે સફરમાંથી પાછા ફરતા તો સૌ પ્રથમ મસ્જિદે જઈ બે રકા'ત પઢતા હતા (અને પછી ઘરે જતા.)

(મુસ્લિમ શરીફ)

મુસાફિર માટે મુનાસિબ અને ઉચિત આ છે કે, દરેક મંઝિલ અને મકામ પર પહોંચી (શક્ય હોય તો) બેસતાં પહેલાં બે રકા'ત નમાઝ પઢે. (શામી-૧)

## ઘરમાં નફલ નમાઝ અને ઝિક્રો-તિલાવત :

પોત પોતાના ઘરોમાં પણ (નફલ) નમાઝ પઢો અને ઘરોને કબ્રસ્તાન ન બંનાવો (એટલે કે ઘરોમાં ઝિક્રો-તિલાવત, નમાઝ વગેરેનું ન હોવું એ કબ્રસ્તાનની જેમ વેરાન કરવા બરાબર છે.) (બુખારી શરીફ)

જે ઘરમાં અલ્લાહ તઆલાનો ઝિક્ર (નમાઝ, તસ્બીહ, તિલાવત) કરવામાં આવે છે અને જે ઘરમાં અલ્લાહનો ઝિક્ર ન કરવામાં આવે તે બંને ઘરોની મિસાલ-દષ્ટાંત જીવંત અને મુરદાની જેમ છે. (બુખારી, મુસ્લિમ)

ઘરમાં (નફલ) નમાઝ પઢવી નૂર છે (એટલે) પોતાના ઘરોને નમાઝ વડે રોશન-પ્રકાશિત રાખો. (જામિઉસ્સગીર)

## ઈસ્તિખારહની નમાઝ અને તેની હકીકત :

ઈસ્તિખારહ એટલે કે પોતાના કામોમાં અલ્લાહ તઆલાથી ખૈર-ભલાઈ(ની મદદ) માંગવી. હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમને દરેક (મબાહ-જાઈઝ) કામોમાં ઈસ્તિખારહની એ પ્રમાણે તા'લીમ આપતા હતા

જેવી રીતે કુર્આન શરીફની કોઈ સૂરત શીખવાડતા હતા (અને) ફરમાવતા હતા કે જયારે તમે કોઈ કામ કરવા ચાહો તો બે રકા'ત નફલ નમાઝ પઢો અને અલ્લાહ તઆલાથી આ પ્રમાણે દુઆ કરો :

اَللّٰهُمَّ اِنِّیْ اَسْتَخِیْرُكَ بِعِلْمِكَ وَاَسْتَقْدِرُكَ
بِقُدْرَتِكَ وَاَسْئَلُكَ مِنْ فَضْلِكَ الْعَظِیْمِ
فَاِنَّكَ تَقْدِرُ وَلَا اَقْدِرُ وَتَعْلَمُ وَلَا اَعْلَمُ
وَاَنْتَ عَلَّامُ الْغُیُوْبِ اَللّٰهُمَّ اِنْ كُنْتَ
تَعْلَمُ اَنَّ هٰذَا الْاَمْرَ خَیْرٌ لِّیْ فِیْ دِیْنِیْ
وَمَعَاشِیْ وَعَاقِبَةِ اَمْرِیْ فَاقْدِرْهُ لِیْ
وَیَسِّرْهُ لِیْ ثُمَّ بَارِكْ لِیْ فِیْهِ وَاِنْ كُنْتَ تَعْلَمُ
اَنَّ هٰذَا الْاَمْرَ شَرٌّ لِّیْ فِیْ دِیْنِیْ وَمَعَاشِیْ
وَعَاقِبَةِ اَمْرِیْ فَاصْرِفْهُ عَنِّیْ وَاصْرِفْنِیْ عَنْهُ
وَاقْدِرْ لِیَ الْخَیْرَ حَیْثُ كَانَ ثُمَّ اَرْضِنِیْ بِهٖ ط

લીટી દોરેલ જગા પર પોતાના કામને વિચારે યા દર્શાવે.

અર્થ : હે અલ્લાહ ! હું તારાથી ભલાઈ ચાહું છું, કેમ કે તું એને જાણવાવાળો છે અને તારાથી કુદરત ચાહું છું, કેમ કે દરેક ચીજ પર તારી કુદરત છે અને તારા ફઝલ અઝીમ (મહાન એહસાન)ની ભીખ માંગું છું, કેમ કે તું કાદિરે મુત્લક છે અને હું બિલકુલ આજિઝ–લાચાર છું. તું જાણે છે અને હું નથી જાણતો અને તું ગૈબની દરેક વાતોથી બા–ખબર છે. હે અલ્લાહ ! જો તું જાણે છે કે આ કામ મારા માટે મારા દીન, મારી દુનિયા અને મારી આખિરતના એ'તેબારથી બેહતર હોય (અહીં જે કામ માટે ઈસ્તિખારો કરી રહ્યો હોય તે દર્શાવે) તો મારા માટે તેને તજવીઝ ફરમાવ અને તેને મારા માટે આસાન કર, ફરી તેમાં મને બરકત આપ અને જો તારા ઈલ્મમાં આ કામ (અહીં પણ પોતાનું કામ દર્શાવે) મારા માટે દીનમાં, દુનિયામાં અને મારી આખિરતની દષ્ટિએ ખરાબ છે તો તું તે કામને મારાથી દૂર રાખ અને મને તે કામથી દૂર રાખ અને જે લાભ મારા માટે હોય તે તજવીઝ ફરમાવ અને તે પર મને રાજી–ખૂશ રાખ. (બુખારી શરીફ)

## ઈસ્તિખારહ વિશે જરૂરી અહકામ :

જ્યારે કોઈ (જાઈઝ) કામ આવી પડે અને એના કરવા–ન કરવામાં તરદ્દુદ–ડગમગાટ હોય અથવા એ વાતમાં ડગમગાટ હોય કે તે કામ કયા વખતે કરવામાં આવે. જેવી રીતે કે કોઈ જગ્યાએ સગાઈ કરવી હોય, શાદી

કરવી હોય, કોઈક સફર કરવો હોય, કોઈ કામ–ધંધો કરવો હોય અથવા બીજું કોઈ કામ કરવું હોય તો જરૂર ઈસ્તિખારહ કરે. ઈન્શા અલ્લાહ પોતાના કામમાં કદી સદમો થશે નહિ. જો હજમાં જવાનું હોય તો એના કરવા–ન કરવામાં ડગમગાટ નથી હોઈ શકતો, કારણ કે હજ ઈબાદત છે અને ઈબાદતને કરવા–ન કરવામાં ડગમગાટ કેવો? હા, આ પ્રમાણે ઈસ્તિખારો કરે કે હજનો સફર આજે કરે યા કાલે કરે. (ઈલ્મુલ ફિકહ)

ઈસ્તિખારાની નમાઝમાં (અલ્હમ્દુ પછી કોઈ પણ સૂરત પઢી શકે છે; પરંતુ બેહતર આ છે કે) પહેલી રકા'તમાં સૂરએ કાફિરૂન અને બીજી રકા'તમાં સૂરએ ઈખ્લાસ પઢે અને દુઆ કરવાથી પહેલાં અને દુઆ કર્યા પછી અલ્લાહ તઆલાની તા'રીફ કરે અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ શરીફ પઢે.

(શામી ભા. ૧)

અમુક મશાઈખ–બુઝુર્ગોથી મન્કૂલ છે કે દુઆ કર્યા પછી પાક–સાફ બિસ્તરા પર વુઝૂની સાથે કિબ્લારૂખ થઈ સૂઈ જાય. જ્યારે સૂઈને ઊઠે તો જે વાત દિલમાં મજબૂતીની સાથે આવે તે જ બેહતર છે અને તેના ઉપર જ અમલ કરવો જોઈએ. (ઈસ્તિખારામાં સ્વપ્નું આવવું જરૂરી નથી.) જો એક દિવસમાં કંઈક ન જણાય તો બીજા દિવસે ફરી ઈસ્તિખારો કરે. એ જ પ્રમાણે સાત દિવસ સુધી કરે.

ઈન્શાઅલ્લાહ જરૂર એ કામની ભલાઈ યા બુરાઈ જણાય આવશે. (બેહિશ્તી ઝેવર)

જો કોઈ કારણસર નમાઝ ન પઢી શકે એમ હોય–જેવી રીતે જલદી હોય અથવા અવરત હૈઝ–નિફાસની હાલતમાં હોય તો ફક્ત દુઆ કરી લે. (તહતાવી, શામી–૧)

જો ખૂબ જલ્દી હોય અને દુઆ કરવાનો પણ મોકો ન હોય તો તે જ હાલતમાં આ મુખ્તસર દુઆ પઢીને પોતાનું કામ શરૂ કરી દે. તે દુઆ આ મુજબ છે: **''અલ્લાહુમ્મ ખિર લી વખ્તરલી.''** અર્થાત્ : હે અલ્લાહ ! તું જ મારા માટે પસંદ ફરમાવ અને તું જ જે ચીજ મારા માટે બેહતર હોય તે ચૂંટીને દઈ દે.

## એક તહકીક :

ઈસ્તિખારહનો મતલબ ફક્ત ખૈર–ભલાઈને તલબ કરવું છે. એટલે કે ઈસ્તિખારહ એક દુઆ છે, એના વડે બંદો અલ્લાહ તઆલાથી દુઆ કરે છે કે હું જે કંઈ કરું તેમાં મને ખૈર–ભલાઈ અતા ફરમાવ અને જે કામમાં મારા માટે ભલાઈ ન હોય તે મને કરવા જ ન દે, પછી જ્યારે ઈસ્તિખારહ કરી ચૂકે તો દિલના રુજહાન પર અમલ કરે અને કોઈ એક તરફ રુજહાન ન હોય તો રાહ જુએ અને ઈસ્તિખારહ ચાલુ રાખે. અહીં સુધી કે દિલમાં કોઈ એક તરફનો ચોક્કસ ફેસલો આવી જાય, પછી તેના પર અમલ

કરવો જાઈઝ છે. ફર્ઝ કે વાજિબ નથી અને કદાચ એવા સંજોગો આવી જાય તો તેના વિરુદ્ધ કરવામાં કોઈ ગુનોહ કે નુકસાનનો ખૌફ નથી. હદીસ શરીફમાં રુજહાન પછી તે કામ કરવું લાજિમ થઈ જાય છે એવો કોઈ ઉલ્લેખ નથી. અલબત્ત, એક રિવાયતમાં તેના ઉપર અમલ કરવાનું વર્ણન છે. એટલે રુજહાન પર અમલ કરવો બેહતર લેખાશે. હા, જાણીબુઝીને યા ઈસ્તિખારહને હકીર, બેકાર સમજી રુજહાન વિરુદ્ધ ન કરે. બનતી કોશિશે રુજહાન પર જ અમલ કરે.... અને જો વખતો-વખત ઈસ્તિખારહ કરવા છતાં ય કોઈ એક તરફ રુજહાન ન થાય તો હવે પરેશાન થઈ ઈસ્તિખારહને બેકાર ન સમજે; બલકે રુજહાન પેદા ન થવામાં અલ્લાહનો કોઈ ભેદ યા હિકમત હશે એમ માને અને તેણે ખૈરો-ભલાઈની માંગણીની દુઆ કરી જ છે એટલે હવે જાહેરમાં જે તરફ મસ્લિહત અને નફો જણાય તેના ઉપર અમલ કરે. ઈન્શા અલ્લાહ પોતાના તે કામમાં ભલાઈ જ હશે.

(બવાદિરુન્નવાદિર-૪૬૪/૨, રહમતુલ્ કુદુસ-ઈન્તિખાબે બુખારી-૨૪૧/૨ ટુંકસાર)



## સલાતુત્તસ્બીહ :

સલાતુત્તસ્બીહની ચાર રકા'ત મુસ્તહબ છે. બેહતર એ છે કે એક સલામ સાથે પઢવામાં આવે અને બે સલામથી પણ પઢી શકાય છે. આ નમાઝ નબીએ કરીમ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમે (પોતાના કાકા) હઝરત અબ્બાસ (રદિ.)ને શીખવી હતી અને ફરમાવ્યું હતું કે, ''એને પઢવાથી આગલા–પાછલા, નવા–જુના બધા ગુનાહ માફ થઈ જાય છે. જો થઈ શકે તો દરરોજ આ નમાઝને પઢતા રહો. આ ન થઈ શકે તો અઠવાડિયામાં એક વખત (જુમ્આના દિવસે) યા મહિનામાં એક વખત યા વર્ષમાં એક વખત અને આ પણ ન થઈ શકે તો પૂરી ઉંમરમાં એક વખત તો (જરૂર) પઢી લો.'' (તિરમિઝી, અબૂ દાવૂદ)

**પઢવાની રીત** : નિય્યત આ પ્રમાણે કરે કે હું સલાતુત્તસ્બીહની ચાર રકા'ત નમાઝ પઢું છું. પછી અલ્લાહુ અકબર કહી કોલ બાંધી લે અને સુબ્હાનકલ્લાહુમ્મ... પઢી પંદર વખત આ તસ્બીહ પઢે : **''સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલા–હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર''** પછી અઊઝુ–બિસ્મિલ્લાહ પઢી અલ્હમ્દુ અને કોઈ સૂરત પઢે. તે પછી દસ વખત ઉપરની તસ્બીહ પઢે, પછી રુકૂઅમાં રુકૂઅની તસ્બીહ પઢયા પછી દસ વખત આ જ તસ્બીહ પઢે, પછી રુકૂઅથી ઊઠી **સમિઅલ્લાહુ લિમન હમિદહ** અને **રબ્બના લકલ્ હમ્દ** પછી દસ વખત આ જ તસ્બીહ પઢે. પછી બંને સિજદહમાં પણ સિજદહની તસ્બીહ પઢયા પછી દસ દસ વખત આ જ તસ્બીહ પઢે અને બંને સિજદહની વચમાં–જલ્સામાં પણ દસ વખતે આ તસ્બીહ પઢે. (આ એક રકા'તમાં કુલ પંચોતેર વખતે આ તસ્બીહ થઈ). પછી

બીજી રકા'તમાં અલ્હમ્દુથી પહેલાં પંદર વખત અને અલ્હમ્દુ તથા સૂરત પઢયા પછી દસ વખત અને રુકૂઅમાં, કવમહમાં, બંને સિજદહમાં અને તેની વચમાં–જલ્સામાં દસ દસ વખત આ તસ્બીહ પઢે. એવી જ રીતે ત્રીજી અને ચોથી રકા'તમાં પણ પઢે. આ પ્રમાણે ચાર રકા'તમાં કુલ ત્રણ સો (૩૦૦) વખત તસ્બીહ થશે. (આ સિવાય બીજી રીત પણ હદીસથી મન્કૂલ છે તે મુજબ પઢવાની પણ ઈજાઝત છે.) (ઈલ્મુલ્ ફિકહ)

અમુક રિવાયત અનુસાર **સુબ્હાનલ્લાહિ....** સાથે **"લા હવ્લ વ લા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહિલ્ અલિય્યિલ્ અઝીમ"** પઢવાનો પણ ઉલ્લેખ છે.

આ નમાઝની ચારે રકા'તમાં અલ્હમ્દુ પછી કોઈ સૂરત નક્કી નથી, જે ચાહે તે પઢી શકે છે. અલબત્ત, અમુક રિવાયતોમાં પહેલીમાં "ઈઝા ઝુલ્ઝિલત," બીજીમાં 'આદિયાત," ત્રીજીમાં "ઈજા જા–અ નસ્રુલ્લાહ" અને ચોથીમાં "કુલ્ હુવલ્લાહુ અહદ" પઢવું મન્કૂલ છે અને અમુક રિવાયતો અનુસાર પહેલીમાં "સૂરએ તકાષુર," બીજીમાં "સૂરએ અસ્ર," ત્રીજીમાં "સૂરએ કાફિરૂન" અને ચોથીમાં "સૂરએ ઈખ્લાસ" પઢવું મન્કૂલ છે.

(શામી–૬૪૩/૧)

જો કોઈ રુકનમાં તસ્બીહ ભૂલથી ઓછી પઢાઈ અથવા

બિલકુલ છૂટી ગઈ તો આગલા રુકનમાં ભૂલાયેલ તસ્બીહને પણ પઢી લે; (પરંતુ જો રુકૂઅમાં તસ્બીહ રહી ગઈ હોય તો કવમહમાં ન પઢે; બલકે પહેલા સિજદહમાં પઢે. એવી જ રીતે સિજદહમાં છૂટી ગયેલ તસ્બીહ જલ્સામાં ન પઢે; બલકે બીજા સિજદહમાં પઢી લે. જો રહી જાય તો છેલ્લા કા'દામાં અત્તહિય્યાત પહેલાં પઢી લે.) જો તસ્બીહ ભૂલથી ઓછી થઈ ગઈ અથવા છૂટી જાય (યા વધી જાય) તો સિજદએ સહ્વ વાજિબ થશે નહિ. (હા, જાણીબુઝીને ત્રણસોથી વધુ ન પઢે. તેમ કરવાથી તેનો મખ્સૂસ સવાબ ખત્મ થઈ જાય છે.)

(બેહિશ્તી ઝેવર, ફતાવા રહીમિય્યહ-૪)

તસ્બીહને ઝુબાન વડે ગણવાથી નમાઝ તૂટી જશે. આંગળીઓના પોળવાથી યા તસ્બીહ વડે ગણવાથી નમાઝ મકરૂહ થશે. હા, આંગળીઓને તેની જગા પર રહેવા દઈ એક પછી એક દબાવતાં રહી ગણતરી કરી શકે છે; પરંતુ પોતાનું ધ્યાન ગણતરી તરફ ન રાખે; બલકે અલ્લાહ તરફ રાખે. ઝવાલ પછી આ નમાઝ પઢવી બેહતર છે. પછી (મકરૂહ વખત સિવાય) દિવસના બીજા વખતમાં, પછી રાતમાં.

**ફાયદો** :- બંને ઈદની રાતોમાં, ઝિલ્હજની પ્રથમ દસ રાતોમાં, શબે કદ્ર અને શબે બરા'તમાં, (શા'બાનની પંદરમી રાત) અને રમઝાનની રાતોમાં ઈબાદત અને

નમાઝ વગેરેનો ખૂબ સવાબ છે. એટલે ઉપર વર્ણન થયેલ નફલ નમાઝોને ખૂબ પઢે. કશી રોક–ટોક વગર એ નફલો પઢી શકે છે. આ રાતોમાં નફલ નમાઝોનો કોઈ ખાસ તરીકો અથવા મખ્સૂસ સવાબ જે અમુક બિન–ભરોસાપાત્ર કિતાબોમાં વર્ણન કરેલ છે તેની શરીઅતમાં કોઈ સાબિતી નથી. એટલે એનાથી બચવું જોઈએ.

## નમાઝ પછીની દુઆ અને ઝિક્ર-વઝાઈફ

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે નમાઝથી ફારિગ થઈ જતા તો (એટલે કે સલામ પછી તરત પહેલાં) ત્રણ વખત ઈસ્તિગફાર કરતા હતા. (એટલે કે અસ્તગ્ફિરુલ્લાહ, અસ્તગ્ફિરુલ્લાહ, અસ્તગ્ફિરુલ્લાહ કહેતા હતા) અને પછી આ દુઆ કરતા હતા :

اَللّٰهُمَّ اَنْتَ السَّلَامُ وَمِنْكَ السَّلَامُ
تَبَارَكْتَ يَاذَا الْجَلَالِ وَالْاِكْرَام

**અલ્લાહુમ્મ અન્તસ્સલામુ વ મિન્કસ્સલામુ તબારક્ત યા ઝલ્જલાલિ વલ્ઈકરામ.**

અલ્લાહ તઆલાના ખાસ અને મુકર્રબ બંદાઓ અહીં સુધી કે અમ્બિયા અલયહિમુસ્સલામ કે જેઓ ગુનાહોથી મહફૂઝ અને મા'સૂમ હોય છે તેઓની હાલત એ હતી કે બધું કરવા પછી પણ તેઓ મહસૂસ કરતા હતા કે અલ્લાહ તઆલાની બંદગીનો બિલકુલ હક અદા ન થઈ શક્યો. એટલા માટે તેઓ હંમેશા તૌબા અને ઈસ્તિગફાર કરતા રહેતા હતા અને પોતાના દરેક અમલને અહીં સુધી કે નમાઝોને પણ ઈસ્તિગફારને પાત્ર સમજતા હતા–નમાઝ પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું આ ઈસ્તિગફાર કરવું પણ કમાલે અબ્દિય્યત–બંદગીની પરિપૂર્ણતાની બુનિયાદ પર હતું. એટલા માટે આપ મહસૂસ કરતા હતા કે નમાઝનો હક અદા ન થઈ શક્યો.

(મઆરિફુલ હદીસ, ભા. ૫)

આ હદીસ શરીફમાં ઈસ્તિગફાર પછી જે દુઆ બતાવવામાં આવી છે તેમાં ''વ મિન્કસ્સલામ'' પછી ''**વ ઈલય્ક યર્જિઉસ્સલામુ ફ–હય્યિના રબ્બના બિસ્સલામિ વ અદખિલ્નલ્ જન્ન–ત દારસ્સલામ**''નો જે વધારો કરી પઢવામાં આવે છે (તેમાં અર્થની દષ્ટિએ તો કોઈ ખરાબી નથી; પરંતુ) તે કોઈ હદીસથી સાબિત નથી. બેબુનિયાદ અને વાઈઝોની ઉપજ છે (એટલે નમાઝ પછીની મસ્નૂન દુઆ સાથે બિનમસ્નૂન દુઆ મેળવી પઢવી જોઈએ નહીં.) (મઆરિફુલ હદીસ ભા. ૩, ફતાવા રહીમિય્યહ–૧)

હઝરત મઆઝ ઈબ્ને જબલ (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મારો હાથ પકડીને મને ફરમાવ્યું કે, હે મઆઝ ! મને તારાથી મુહબ્બત છે. મેં કહ્યું : યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! મને પણ આપથી મુહબ્બત છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તો (હવે) દરેક નમાઝ પછી આ દુઆ જરૂર કરતા રહો :

رَبِّ اَعِنِّی عَلٰی ذِكْرِكَ وَشُكْرِكَ
وَحُسْنِ عِبَادَتِكَ

**રબ્બિ અઈન્ની અલા ઝિક્રિ-ક વ શુક્રિ-ક વ હુસ્ની ઈબાદતિક.**

અર્થાત્ : હે મારા પરવરદિગાર ! મારી મદદ ફરમાવ અને મને તવફીક અતા ફરમાવ તારા ઝિક્રની અને તારી સારી ઈબાદતની. (એક રિવાયતમાં **અલ્લાહુમ્મ અઈન્ની.....** છે.) (નસાઈ, અહમદ, મિશ્કાત–૮૮)

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દરેક

**નમાઝ પછી આ દુઆ કરતા હતા :**

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ، اَللّٰهُمَّ لَا مَانِعَ لِمَا اَعْطَيْتَ وَلَا مُعْطِيَ لِمَا مَنَعْتَ وَلَا يَنْفَعُ ذَا الْجَدِّ مِنْكَ الْجَدُّ۔۔

**લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વહ્દહુ લા શરી–ક લહુ લહુલ્ મુલ્કુ વલહુલ્ હમ્દુ વહુવ અલા કુલ્લિ શયઈન્ કદીર, અલ્લાહુમ્મ લા માનિ–અ લિમા અઅ્તય્ત વ લા મુઅ્તિ–ય લિમા મનઅ્–ત વ લા યન્ફઉ જલ્જદ્દિ મિન્કલ્જલ્દુ.**

અર્થ : અલ્લાહ તઆલાના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, તે એકલો છે. તેનો કોઈ ભાગીદાર નથી. હુકૂમત–સત્તા તેની જ છે. વખાણને લાયક તે જ છે અને દરેક ચીજ પર તેની કુદરત છે. હે અલ્લાહ ! તું કોઈને આપે તો (બીજો) કોઈ એને રોકવાવાળો નથી અને જે વસ્તુ ન દેવાનો તું ફેસલો કરી લે તો કોઈ એને દઈ શકવાવાળો નથી અને કોઈ માલદારને તેની માલદારી–દોલત (તારી

પકડથી) બચાવી શકતી નથી. (બુખારી, મિશ્કાત–૮૮)

ફજર અને મગરિબની નમાઝ પછી કોઈ પણ વ્યક્તિથી વાત કરતા પહેલાં સાત–સાત વખત નીચેની દુઆ પઢવાથી દોઝખના અઝાબથી અમન–હિફાઝત–નજાત મળે છે :

اَللّٰهُـــمَّ اَجِــرْنِيْ مِنَ النَّارِ

**''અલ્લાહુમ્મ અજિર્ની મિનન્નાર''**

અર્થાત્ : હે અલ્લાહ ! મને દોઝખથી પનાહ આપ.

(અબૂ દાવૂદ)

**યાદ રાખવાની વાત :**

જે ફર્ઝ નમાઝ પછી સુન્નતો છે જેવી રીતે કે ઝોહર, મગરિબ, ઈશા તો એના પછી લાંબી લાંબી દુઆઓ–ઝિક્ર વગેરેમાં મશ્ગૂલ ન રહે; બલકે મુખ્તસર–ટૂંકી દુઆ કરી સુન્નતોમાં મશ્ગૂલ થઈ જાય અને આયતુલ કુર્સી, તસ્બીહે ફાતિમા અને અમુક સૂરતો તથા બીજા ઝિક્રો–વઝાઈફને સુન્નતો–નફલો પઢયા પછી પઢે. આ એટલા માટે કે ફર્ઝ અને સુન્નતોની વચમાં લાંબું અંતર ન થઈ જાય; બલકે સાથે સાથે રહે એ જ વધુ બેહતર છે અને જે ફર્ઝ નમાઝ પછી સુન્નતો–નવાફિલ નથી જેવી રીતે કે–''ફજર અને

અસર''–તો એના પછી તરત જેટલી વાર ચાહે દુઆ માંગે અને આયતુલ કુર્સી વગેરે પઢે. આ અફઝલ અને વધુ પસંદનીય તરીકો છે.

(તહતાવી, મ. ફલાહ–૨૫૨, શામી–૧)

**તસ્બીહે ફાતિમહ :**

**સુબ્હાનલ્લાહ (૩૩ વાર),**

**અલ્હમ્દુલિલ્લાહ (૩૩ વાર) અને**

**અલ્લાહુ અકબર (૩૪ વાર),**

અથવા દરેકને ૩૩ વાર પઢે અને એક વખત કલિમએ તવહીદ (ચોથો કલિમો) પઢે.

ફર્ઝ નમાઝ પછી તરત (અને સુન્નતો હોય તો તે પઢયા પછી) તસ્બીહે ફાતિમહ પઢનાર કદી અસફળ કે મહરૂમ થતો નથી અને તેના દરેક (સગીરહ) ગુનાહ માફ કરી દેવામાં આવે છે. ભલે, સમુદ્રના કાંપ બરાબર હોય. આ તે મહાન તોહફો છે, જે આકાએ દો જહાં સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના લાડલાં દીકરી હઝરત ફાતિમહ (રદિ.)ને નોકર અને બાંદીની જગ્યાએ અતા કર્યો અને ફરમાવ્યું : આ તમારા માટે નોકર અને બાંદીથી બેહતર છે. (એટલે દરેક નમાઝ પછી અને સૂતાં પહેલાં

આ તસ્બીહ પઢવી જોઈએ.) (મિશ્કાત, હિસ્ને હસીન)

## આયતુલ કુર્સી :

اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَۚ اَلْحَیُّ الْقَیُّوْمُ ۚ لَا تَاْخُذُهٗ
سِنَةٌ وَّلَا نَوْمٌ ؕ لَهٗ مَا فِی السَّمٰوٰتِ وَمَا
فِی الْاَرْضِ ؕ مَنْ ذَا الَّذِیْ یَشْفَعُ عِنْدَهٗۤ اِلَّا بِاِذْنِهٖ ؕ
یَعْلَمُ مَا بَیْنَ اَیْدِیْهِمْ وَمَا خَلْفَهُمْ ۚ وَلَا
یُحِیْطُوْنَ بِشَیْءٍ مِّنْ عِلْمِهٖۤ اِلَّا بِمَا شَآءَ ۚ وَسِعَ
كُرْسِیُّهُ السَّمٰوٰتِ وَالْاَرْضَ ۚ وَلَا یَئُوْدُهٗ
حِفْظُهُمَا ۚ وَهُوَ الْعَلِیُّ الْعَظِیْمُ ○

અલ્લાહુ લા ઈલા-હ ઈલ્લા હુવલ હય્યુલ કય્યૂમ, લા તઅ્ખુઝુહુ સિનતુંવ્ વલા નૌમ, લહુ મા ફિસ્સમાવાતિ વમા ફિલ્અર્દ, મન ઝલ્લઝી યશ્ફઉ ઈન્દહુ ઈલ્લા બિઈઝ્નિહિ. યઅ્લમુ મા બય્ન અય્દીહિમ વમા ખલ્ફહુમ વલા યુહીતૂ-ન બિશય્ઈમ્ મિન ઇલ્મિહી ઈલ્લા બિમા શા-અ. વસિ-અ કુર્સિય્યુહુસ્સમાવાતિ વલ અર્દ વલા યઉદુહુ હિફઝુહુમા વ હુવલ અલિય્યુલ અઝીમ.

હદીસ શરીફમાં છે કે, જે માણસ દરેક ફર્ઝ નમાઝ પછી આયતુલ કુર્સી પઢી લે છે તો તેના જન્નતમાં પ્રવેશ માટે ફક્ત મૃત્યુની જ રોક–આડ છે. (એટલે કે મરતાં જ જન્નતમાં જશે) અને જે માણસ સૂતી વખતે પઢી લે તેની, તેના પડોશીની અને આસપાસના ઘરોની અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવે છે. (મિશ્કાત–૮૯) બીજી રિવાયતમાં છે કે, નમાઝ પછી આયતુલ કુર્સી પઢનાર બીજી નમાઝ સુધી અલ્લાહ તઆલાની હિફાઝતમાં રહે છે. (હિસ્ને હસીન) નમાઝ પછી અને સૂતાં પહેલાં મુઅવ્વઝતૈન–સૂરએ ફલક અને સૂરએ નાસ પણ પઢી લેવી જોઈએ.

## દુઆ કબૂલ થવાના ખાસ વખતો અને હાલતો :

ફર્ઝ નમાઝો પછી, કુર્આન શરીફના ખત્મ પછી, અઝાન અને ઈકામતની વચમાં, જિહાદના મેદાનમાં જંગ વખતે, બારાંને રહમત (વરસાદ) થતી વખતે, જે વખતે કા'બતુલ્લાહ સામે હોય, એવા જંગલ–મેદાનમાં નમાઝ પઢીને જ્યાં અલ્લાહ તઆલા સિવાય કોઈ જોનાર ન હોય, જિહાદના મેદાનમાં જ્યારે કમજોર સાથીઓએ સાથ છોડી દીધો હોય, રાતના અંતિમ–છેલ્લા ભાગમાં, અરફાના દિવસે, મેદાને અરફાતમાં, ઝમઝમનું પાણી પીતી વખતે, જુમ્આની ખાસ ઘડીમાં, રોઝાના ઈફતાર વખતે, શબે કદ્રમાં, હજ અને જિહાદમાં, સફરમાં, બીમારી અને મુસાફરીની હાલતમાં દુઆઓ કબૂલ થવાની ખાસ ઉમ્મીદ

બતાવવામાં આવી છે; પરંતુ આ વાત બરાબર ધ્યાનમાં રાખવી જોઈએ કે દુઆનો મતલબ, ફક્ત દુઆના શબ્દો અને તેની સૂરત નથી; બલકે તેની હકીકત સાથે દુઆ કરવામાં આવે (એટલે કે હરામ અને નાજાઈઝ કમાઈ તેમજ ખરાબ કામોથી બચી દુઆની કબૂલિય્યતનું યકીન અને દિલની તવજ્જુહ સાથે દુઆ કરવી જોઈએ.) છોડવો તે જ દાણામાંથી ઉગે છે, જેમાં મગજ હોય.

(હિસ્ને હસીન, મઆરિફુલ હદીસ, ભા.–૫, પેજ ૧૪૦)

## દુઆનો મસ્નુન તરીકો :

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે; "જ્યારે અલ્લાહથી માંગો અને દુઆ કરો તો આ યકીનની સાથે દુઆ કરો કે તે જરૂર કબૂલ કરશે અને અતા ફરમાવશે અને યાદ રાખો કે, અલ્લાહ તે (માણસ)ની દુઆ કબૂલ કરતો નથી, જેનું દિલ (દુઆ વખતે) અલ્લાહથી ગાફિલ અને બેપરવા હોય."

(મિશ્કાત–૧૯૫, તિરમિઝી)

દુઆ વખતે પોતાના હાથોને (સીધી બાજુથી) છાતી સુધી ઉઠાવવા અને બંને હાથોની વચમાં થોડું અંતર રાખવું અફઝલ અને મુસ્તહબ છે. હા, બંને હાથોને મેળવીને દુઆ કરવાની પણ ઈજાઝત છે, (પરંતુ ખિલાફે

અવ્‌લા છે.) એ જ પ્રમાણે હાથોને ખભા સુધી ઉઠાવવાની પણ ઈજાઝત છે. (અહસનુલ્ ફતાવા–૩)

વુઝૂની સાથે કિબ્લા તરફ રુખ કરી નમાઝમાં કા'દામાં બેસે છે તેમ બા–અદબ બેસી આહિસ્તા–ધીમા અવાજે ખુશૂઅ–ખુઝૂઅ (તવાઝુઅ અને આજિઝી)થી દુઆ કરે. પહેલાં અલ્લાહ તઆલાની હમ્દો–ષના–તા'રીફ બયાન કરે. દા.ત. આ પ્રમાણે કહે :

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ الرَّحْمٰنِ الرَّحِيْمِ
مٰلِكِ يَوْمِ الدِّيْنِ

**અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન,**
**અર્રહમાનિર્રહીમ, માલિકિ યવ્મિદ્દીન.**

પછી દુરૂદ શરીફ પઢે. ત્યાર બાદ પ્રથમ પોતાના માટે, પછી પોતાના માં–બાપ માટે, ત્યાર પછી બધા મો'મિનો માટે દુઆ કરે, પૂરી ઉમ્મતને દુઆમાં શામિલ કર્યા વગર દુઆ અધૂરી રહે છે. દુઆનો દરેક મઝમૂન વખતો–વખત દોહરાવવામાં આવે. કમથી કમ ત્રણ વખત દોહરાવવામાં આવે. દુઆ દરમિયાન વખતો વખત દુરૂદ શરીફ પઢવામાં આવે. અસ્માએ હુસ્ના વડે અલ્લાહને પુકારવામાં આવે.

દા.ત. આ પ્રમાણેના શબ્દોથી પુકારે :

يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ يَا ذَا الْجَلَالِ
وَالْاِكْرَامِ يَاحَيُّ يَاقَيُّوْمُ ـ

**યા અર્‌હમર્રાહિમીન, યા ઝલ્જલાલિ વલ્ઈક્રામ, યા હય્યુ યા કય્યૂમ.**

દુઆની છેવટમાં દુરૂદ શરીફ પઢવામાં આવે અને આ આયત પઢી દુઆને ખત્મ કરે :

سُبْحَانَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ ○
وَسَلَامٌ عَلَى الْمُرْسَلِيْنَ ○ وَالْحَمْدُ لِلّٰهِ
رَبِّ الْعٰلَمِيْنَ ○ اٰمِيْنَ

**સુબ્હા-ન રબ્બિ-ક રબ્બિલ્ ઈઝ્ઝતિ અમ્મા યસિફુ-ન. વ સલામુન્ અલલ્ મુર્‌સલી-ન. વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન. આમીન !** (અહસનુલ્ ફતાવા–૩)

દુઆ માંગવાથી પહેલાં કોઈ નેક કામ કરવું (દા. ત. સદકો કરવો અથવા નમાઝ પઢવી) દુઆમાં રડવું-ગિરગિરાવું, પોતાના ગુનાહોનો ઈકરાર કરવો, અલ્લાહ તઆલાના અસ્માએ હુસ્ના અને બલંદ સિફતનો વાસ્તો

દેવો, પોતાના નેક અમલનો વાસ્તો દેવો, અંબિયા (અલૈ.) અને નેક–સાલિહ બંદાઓ તથા અવલિયા–અલ્લાહના વસીલાથી દુઆ માંગવી મુસ્તહબ છે. એ જ પ્રમાણે પોતાની દરેક હાજત (ચાહે નાની હોય, મોટી હોય કે મા'મૂલી હોય) અલ્લાહથી જ માંગવી અને દુઆથી ફારિગ થયા પછી બંને હાથ ચહેરા–મોઢા પર ફેરવવા મુસ્તહબ છે. (હિસ્ને હસીન)

દુઆને પૂરા ઈખ્લાસ સાથે માંગે અને કબૂલ થવામાં જલ્દબાજી–ઉતાવળ ન કરે. દા. ત. આમ ન કહે કે, "મારી દુઆ કબૂલ કરવામાં જ નથી આવતી અથવા મેં દુઆ કરી હતી પણ કબૂલ જ ન થઈ." (હિસ્ને હસીન)

## દુઆ કબૂલ થવાનો અર્થ :

હદીસ શરીફમાં છે કે, જ્યારે મો'મિન બંદો કોઈ દુઆ કરે છે, જેમાં કોઈ ગુનાહની વાત ન હોય, સંબંધ તોડવાની વાત–કતઅ્‌રહમી ન હોય તો અલ્લાહ તઆલા તરફથી ત્રણ ચીજોમાંથી કોઈ એક ચીજ જરૂર મળે છે : યા તો જે માંગે છે તે હાથોહાથ આપી દેવામાં આવે છે યા એની દુઆ આખિરતમાં એના માટે ઝખીરહ બનાવી દેવામાં આવે છે અથવા કોઈ આવનાર મુસીબત અને તકલીફ એ દુઆના હિસાબથી રોકી લેવામાં આવે છે. સહાબા (રદિ.)એ અર્ઝ કરી : જ્યારેં વાત આ જ છે તો અમે ખૂબ

દુઆ કરીશું. રસૂલુલ્લાહ સંલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : અલ્લાહ તઆલા પાસે એનાથી પણ વધારે છે. (એના ખઝાનામાં કોઈ કમી નથી.)

(મુસ્નદે અહમદ, મિશ્કાત–૧૯૬)

જે બંદાએ દુનિયામાં ખૂબ દુઆઓ કરી હશે, જે જાહેરની દષ્ટિએ–બ–ઝાહિર દુનિયામાં કબૂલ ન થઈ હશે તે દુઆઓના હિસાબમાં ભેગો થયેલ (સવાબનો) ઝખીરહ આખિરતમાં અલ્લાહ તઆલા અતા ફરમાવશે તો બંદાની ઝુબાનથી નીકળશે : કાશ ! મારી કોઈ દુઆ દુનિયામાં કબૂલ ન થઈ હોત અને દરેક દુઆનું ફળ મને અહીં મળત. (તો કેવું સારું થાત !) (કન્ઝુલ ઉમ્માલ, ભા.૨)

એટલે અલ્લાહ તઆલાની બારગાહમાં ખૂબ દુઆઓ કરવી જોઈએ. હદીસ શરીફમાં છે કે, દુઆ ઈબાદતનું મગ્જ–તત્ત્વ છે. દુઆ ઈબાદત જ છે. દુઆથી વધુ શ્રેષ્ઠ અલ્લાહના નજદીક કોઈ અમલ નથી. દુઆ તે મુસીબત માટે પણ ફાયદાકારક છે જે ઉતરી ચૂકી છે અને તે મુસીબત માટે પણ નફાકારક છે જે હજુ સુધી ઉતરી નથી. એટલે હે અલ્લાહના બંદાઓ ! દુઆને લાજિમ–મજબૂતીથી પકડી લો. જે માણસ અલ્લાહ પાસે માંગતો નથી તેના ઉપર અલ્લાહ તઆલા ગુસ્સે–નારાજ થાય છે. જેના માટે દુઆનો દરવાજો ખુલી ગયો, તેના માટે રહમતનો દરવાજો ઉઘડી ગયો. જે માણસને આ વાતની ખૂશી હોય તે આમ

ચાહે કે મુસીબત વખતે અલ્લાહ તઆલા તેની દુઆ કબૂલ કરે તો તેને જોઈએ કે ખુશહાલી અને એશઆરામ વખતે અલ્લાહ પાસે ખૂબ દુઆઓ કરે. (અલ્લાહ તઆલા દરેકને નમાઝ–દુઆની તૌફીક અતા ફરમાવે, આમીન !)

(મિશ્કાત શરીફ–૧૯૪, ૧૯૫)

**રબ્બિજ્ અલ્ની મુકીમસ્સલાતિ.....**

હે મારા પરવરદિગાર ! મને નમાઝનો પાબંદ બનાવી દે અને મારી નસલ–અવલાદને પણ તેની તૌફીક અતા ફરમાવ. હે પાલનહાર ! અમારી દુઆ કબૂલ ફરમાવી લે. હે પરવરદિગાર ! જે દિવસે (કિયામતમાં) આ'માલનો હિસાબ થાય તે દિવસે મને અને મારા માં–બાપને અને તારા બધા જ મો'મિન બંદાઓને બખ્શી દેજે. આમીન !

## બુઝુર્ગોની નમાઝ

### નમાઝ પ્રત્યે ઈશ્ક અથવા શોખ–રગબત અને ખૌફે–ઈલાહીના વાકિઆત

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખૂબ જ ઈત્મીનાન–શાંતિથી તેમજ આજિઝી–નમ્રતા સાથે નમાઝ અદા ફરમાવતા. વળી, જમાઅતની નમાઝમાં ઘરડા, અશક્ત, બીમાર મુક્તદીઓનો ખ્યાલ ફરમાવી ઘણી જ

આસાન નમાઝ પઢાવતા અને સહાબા (રદિ.)ને પણ તેની તલકીન કરતા અને સામાન્ય રીતે તહજજુદ અને નફલોમાં ખૂબ જ લાંબો કયામ ફરમાવતા. અહીં સુધી કે આપના મુબારક પગો પર વરમ થઈ જતો અને અમુક વખત તેમાંથી ખૂન પણ નીકળવા લાગતું. આપ ફરમાવતા; શું હું અલ્લાહનો શુક્રગુઝાર બંદો ન બનું ? વળી આપ આમ પણ ફરમાવતા કે નમાઝ મારી આંખોની ઠંડક છે અને ફરમાવતા, હે બિલાલ ! નમાઝની ઈકામત કહી મને રાહત પહોંચાડો અને જ્યારે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નમાઝ પઢતા તો આપના સીના મુબારકથી બરાબર એ પ્રમાણે રડવાની અવાજ આવતી જેમ કે ચક્કી-ઘંટીની અવાજ હોય છે અને એક રિવાયતમાં છે કે, એવી અવાજ થતી જેવી કે હાંડી પાકવાની હોય છે. હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે, બદ્રની લડાઈ વખતે મેં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એ હાલતમાં જોયા કે આપ એક ઝાડ નીચે ઊભા રહી નમાઝ પઢી રહ્યા છે અને રડી રહ્યા છે અને એ જ સ્થિતિમાં સવાર થઈ ગઈ. હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી વાતો કરતા હોય તેવામાં જો નમાઝનો વખત થઈ જતો તો આપ એ પ્રમાણે (અલગ) થઈ જતા જાણે અમને ઓળખતા જ ન હોય અને સઘળી રીતે અલ્લાહ તરફ મશ્ગુલ થઈ જતા અને જિંદગીની અંતિમ પળોમાં ય આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની



ઝુબાન મુબારક પર અસ્સલાહ, અસ્સલાહના શબ્દો હતા. એટલે કે નમાઝ વિશે અલ્લાહથી ડરો. જુઓ, નમાઝનો ખાસ ખ્યાલ રાખજો.



હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) અને હઝરત ઝુબૈર (રદિ.) વિશે મન્કુલ છે કે જ્યારે નમાઝ માટે ઊભા થતા તો એ પ્રમાણે સ્થિર થઈ જતા કે જાણે જમીનમાં લાકડી ખોસી દેવામાં આવી છે.



હઝરત ઉમર (રદિ.)ને જ્યારે ખંજરથી ઝખ્મી કરવામાં આવ્યા જેમાં આપ શહીદ થઈ ગયા તે વખતે આપને નમાઝ વિશે ખબર દેવામાં આવી તો તે જ હાલતમાં આપે નમાઝ પઢી અને ફરમાવ્યું : હા, જરૂર નમાઝ પઢવી છે. જે માણસે નમાઝ ન પઢી તેનો ઈસ્લામ (ધર્મ)માં કંઈ જ ભાગ નથી. વળી, (જ્યારે બિલકુલ લાચાર થઈ ગયા ત્યારે) આ પણ ફરમાવ્યું; જ્યારે હું નમાઝ પઢવાથી જ લાચાર થઈ ગયો છું તો હવે જીવંત રહેવામાં કંઈ લુત્ફ–મઝા નથી.



હઝરત ઉસ્માન ગની (રદિ.) પૂરી રાત જાગૃત રહેતા



અને એક રકા'તમાં આખું કુર્આન શરીફ ખત્મ ફરમાવી લેતા.



હઝરત અલી (રદિ.)ની આદતે શરીફા હતી કે જ્યારે નમાઝનો વખત થઈ જતો તો આપના શરીરમાં ધ્રુજારી ચઢી જતી અને ચહેરો પીળો પડી જતો. કોઈએ અરજ કરી, શું વાત છે ? આપની હાલત આમ કેમ થઈ જાય છે ? તો ફરમાવ્યું કે તે અમાનત અદા કરવાનો વખત થઈ ગયો છે, કે જેને અલ્લાહ તઆલાએ આસમાનો, જમીન અને પહાડો પર ઉતારી તો તે સૌ તેને ઉઠાવવાથી લાચાર રહ્યા અને મેં તેને ઉઠાવી લીધી. મને યકીન નથી કે હું તેને પૂરી કરી શકીશ યા નહીં... એક વખતે હઝરત અલી (રદિ.)ને એક તીર વાગ્યું. તેને કાઢવાની કોશિશ કરવામાં આવી તો ખૂબ તકલીફ થતી હતી. છેવટે નક્કી થયું કે જે વખતે નમાઝમાં મશ્ગુલ થઈ જાય તે વખતે તીર કાઢી લેવામાં આવે, કારણ કે જે વખતે તેઓ નમાઝ પઢે છે તો એ પ્રમાણે નમાઝમાં લીન થઈ જાય છે કે દુનિયા અને દુનિયાની દરેક ચીજથી બેખબર થઈ જાય છે. પછી એવું જ કરવામાં આવ્યું કે જ્યારે આપ નમાઝમાં મશ્ગુલ થયા તો તીર કાઢી લેવામાં આવ્યું. નમાઝથી ફારિગ થયા તો આસપાસ લોકોનું ટોળું જોયું તો પૂછયું કે તમે લોકો તીર કાઢવા આવ્યા છો ? લોકોએ દર્શાવ્યું કે, એ તો અમોએ

કાઢી પણ લીધું. તો આપે ફરમાવ્યું, મને તો ખબર પણ ન પડી.



હઝરત અબૂ તલ્હા (રદિ.) એક વખત નમાઝ પઢતા હતા. એવામાં એક પક્ષી તેમના ગંજાવર બાગમાં ફસાઈ ગયું અને બહાર ન નીકળી શક્યું. હઝરત અબૂ તલ્હા (રદિ.)ના દિલમાં એ વિશે ખ્યાલ આવ્યો અને નમાઝમાંથી થોડી તવજ્જુહ હટી ગઈ. નમાઝ પઢ્યા પછી આપને ઘણો સદમો થયો. તરત જ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં હાજર થયા અને તેની તલાફી માટે પૂરો બાગ અલ્લાહના રસ્તામાં સદકો કરી દીધો.

સઈદ ઈબ્ને મુસય્યબ (રહ.) કહે છે કે વીસ વરસની મુદતમાં કદી પણ એવું થયું નથી કે અઝાન થઈ હોય અને હું પહેલેથી મસ્જિદમાં ન હોય. કહે છે કે હાતિમ (રદિ.)ની એક વખત જમાઅત છૂટી ગઈ, જેનો બેહદ સદમો હતો. એક–બે મુલાકાતીઓએ તેમની માતમપુરસી કરી તો તેના પર રડવા લાગ્યા અને ફરમાવ્યું, અગર મારો એક દીકરો મરી જત તો અર્ધું બલ્ખ (શહેર) માતમપુરસી અને ખબર અંતર માટે આવત ! એક રિવાયતમાં છે કે દસ હજારથી વધુ માણસો ખબર–અંતર લેત. જમાઅત છૂટી જવા પર ફક્ત એક–બે માણસોએ મુલાકાત કરી તે

ફક્ત એટલા માટે કે દીનની મુસીબત લોકોની નજરે દુનિયાની મુસીબતથી હલકી અને આસાન છે. મયમૂન ઈબ્ને મહેરાન એક વેળા મસ્જિદે પહોંચ્યા તો જમાઅત થઈ ચૂકી હતી તો **ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન** પઢયા અને ફરમાવ્યું, "આ નમાઝની ફઝીલત મને ઈરાકની સલ્તનતથી વધુ પ્રિય છે."



અલ્લામા અજમુદીન ઈબ્ને અબ્દુસ્સલામ ફરમાવે છે કે, બાદશાહોને તેમના રાજવૈભવમાં તે લિઝઝત નસીબ નથી થતી જે અમોને રાતની નમાઝમાં હાસિલ–પ્રાપ્ત થાય છે. જો બાદશાહો એ લિઝઝતની હકીકત જાણી લે તો તેઓ સઘળી તાકત ખર્ચી નાખે. અહીં સુધી કે જંગ–લડાઈ કરી તેને પ્રાપ્ત કરવાની કોશિશ કરે. વળી, જો કોઈ આખી ય દુનિયાની સલ્તનત દઈને એ ચાહે કે અમે રાતની બે રકા'ત છોડી દઈએ તો અમે એ સલ્તનત પર લાત મારી દઈશું; પરંતુ બે રકા'ત નમાઝ ન છોડીશું. ઈબ્રાહીમ ઈબ્ને અદહમ (રહ.) ફરમાવે છે કે દુનિયાવાળાઓને તેમની દુન્યવી મનેચ્છાઓ પૂરી કરવામાં જે મઝા આવે છે એનાથી કેટલી ય વધુ લિઝઝત–મઝા રાતમાં ઈબાદત કરવાવાળાઓને તેમની ઈબાદતમાં પ્રાપ્ત થાય છે.





એક માણસનું બયાન છે કે, મેં હઝરત ઝુન્નુન મિસરી (રહ.)ના પાછળ અસરની નમાઝ પઢી. જ્યારે તેમણે "અલ્લાહુ અકબર" કહ્યું તો 'અલ્લાહ' શબ્દ કહેતી વખતે તેમના ઉપર જલાલે ઈલાહીનો એવો ગલબો હતો જાણે તેમના બદનમાં રૂહ જ ન હતી. બિલકુલ બેહોશ જેવા થઈ ગયા અને જ્યારે "અકબર" ઝુબાનથી કહ્યું તો મારું દિલ એમની એ તકબીરથી ટુકડે ટુકડા થઈ ગયું.

ખલ્ફ ઈબ્ને ઐયૂબથી કોઈએ પૂછયું કે, નમાઝમાં તમને માખીઓ પરેશાન નથી કરતી ? ફરમાવ્યું કે, ફાસિક–બદકાર લોકો હુકૂમતના કોરડાઓ ખાય છે અને હરકત નથી કરતા, બલકે સબ્ર કરી સહન કરવા પર ગર્વ કરે છે, કે આટઆટલા કોરડાઓ ખાવા છતાં ય હું હાલ્યો સુદ્ધાં નથી તો જ્યારે હું મારા પરવરદિગાર સામે ઊભો હોય તો એક માખીથી હરકત કરું ?



હઝરત સાબિત બુનાની (રહ.)–જે હુફ્ફાઝે હદીસમાંથી છે–એટલા વધુ પ્રમાણમાં અલ્લાહની સામે રડતા હતા કે જેની કોઈ હદ ન હતી. કોઈકે કહ્યું કે, વધુ રડવાથી આંખો જતી રહેશે. ફરમાવ્યું, જો એ આંખોથી રડવામાં ન આવે તો ફાયદો જ શું ? અને આ દુઆ કરતા



રહેતા કે હે અલ્લાહ ! જો કોઈને કબ્રમાં ય નમાઝ પઢવાની ઈજાઝત થઈ શકતી હોય તો મને પણ દેવામાં આવે. અબૂ સન્નાન (રહ.) કહે છે કે, ખુદાના સમ ! સાબિત (રહ.)ને દફન કરનાર લોકોમાં હું પણ હતો. દફન કરતી વખતે કબ્રની એક ઈંટ (અંદર) પડી ગઈ. તો મેં જોયું કે તે ઊભા થઈ નમાઝ પઢી રહ્યા હતા. મેં મારા સાથીને કહ્યું, જુઓ ! આ શું થઈ રહ્યું છે ? તેણે મને કહ્યું કે, ચૂપ થઈ જાવ. જ્યારે દફન કરી ચૂક્યા તો એમના ઘેર જઈ એમનાં દીકરીથી પૂછયું કે, સાબિત (રહ.)નો કયો (મખ્સૂસ) અમલ હતો ? તેમણે અરજ કરી કે, તમે શાને પૂછો છો ? અમે સઘળી બિના કહી સંભળાવી તો તેમણે કહ્યું કે, મારા અબ્બાએ પચાસ વરસ શબબેદારી–રાતોમાં જાગૃત રહી ઈબાદતમાં ગુઝાર્યા અને હરહંમેશ રોજ સવારના–પરોઢિયે આ દુઆ કરતા રહેતા કે, ''હે અલ્લાહ ! જો તું કોઈને આ દૌલત અતા ફરમાવે કે તે કબ્રમાં ય નમાઝ પઢી શકે તો મને પણ અતા ફરમાવ.''



હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) ફરમાવે છે કે આ વાત જાણી લેવી જોઈએ કે દુનિયામાં નમાઝનું તે જ સ્થાન છે જે આખિરતમાં અલ્લાહ તઆલાના દીદારનું છે. આ

દુનિયામાં અલ્લાહ તઆલાની બેહદ નજદીકી–નિકટતા નમાઝમાં પ્રાપ્ત થાય છે અને આખિરતમાં અલ્લાહ તઆલાના દીદાર વખતે થશે.

(ઈહ્યાઉલ ઉલૂમ, ફઝાઈલે નમાઝ, મઆરિફે મદ્નિય્યહ વગેરે)



આપણે પણ યથાશક્તિ આપણી નમાઝોને દરેક રીતે કામિલ અને સંપૂર્ણ બનાવવાની કોશિશ કરવી જ જોઈએ અને તેના માટે દીની કિતાબો, ફઝાઈલે આ'માલ વાંચો, સાંભળો, દીની મજલિસોમાં શામિલ થાવ અને પોતાના બાલ–બચ્ચાઓ તેમજ અવરત વર્ગને પણ તે માટે તૈયાર કરો, શોખ અપાવો કે બિચારીઓ મહિનાઓ, બલકે વરસો સુધી દીની વાતોથી મહરૂમ રહે છે અને કેટલી ય મા–બહેનો એવી છે કે જેમને નમાઝ શું છે ? તેની પણ જાણ નથી.... નમાઝોમાં ધ્યાન પેદા કરવા માટે ફક્ત દીની કિતાબો જ પૂરતી નથી, બલકે બુઝુર્ગો તેમજ અલ્લાહ–વાળાઓની સોહબતમાં થોડો વખત રહી એમનાથી ફૈઝ હાસિલ કરવો જોઈએ અથવા દીની માહોલમાં કે રાહે ખુદામાં પોતાના જાન, માલ અને વખતની કુર્બાની આપવી જ રહી.

# પૂર્તિ

## કવમહ, જલ્સહની દુઆઓ વિશે :

સુન્નત અને નફલ નમાઝોના 'કવમહ' અને 'જલ્સહ'માં વિશેષ રૂપે તહજ્જુદમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મન્કૂલ દુઆઓ પઢવાની આદત બનાવવી જ જોઈએ. ફતાવા રહીમિય્યહ ભા. ૪માં છે કે (જમાઅત સાથે ફર્ઝ પઢનાર) મુક્તદી (પણ) રુકૂઅથી માથું ઉઠાવ્યા પછી સીધા ઊભા થઈને–કવમહમાં **''રબ્બના લકલ્ હમ્દ''** પછી **''હમ્દ-ન્ કષીર-ન્ તય્યિબ-ન્ મુબારકન્ ફીહિ''** કહી શકે છે, જ્યારે કે વખત મળી શકે (અને) ઈમામથી પાછળ રહેવું લાઝિમ ન આવે. એ જ રીતે બંને સિજદહની વચમાં–જલ્સહમાં **''અલ્લાહુમ્મગ્ફિર્લી''** કહે (પઢે) અને વખત મળી શકે તો **''વર્હમ્ની વહ્દિની વ-આફિની વર્ઝુક્ની''** પણ કહી શકે છે, મનાઈ નથી. અલબત્ત, ઈમામે આ દુઆઓ ન પઢવી જોઈએ. (શામી ૪૭૨/૧)

## ઝોહરની સુન્નત :

જો કોઈ માણસ (જુમ્આ યા) ઝોહરની ચાર રકા'ત

તે કદી ફાકહ–તંગીમાં મુબ્તલા ન થશે. તેને પઢો અને પોતાની અવલાદને (પણ) શીખવાડો.



સૂરએ 'તબારક' અઝાબ રોકવાવાળી અને અઝાબથી મુક્તિ દેનાર છે. તે સિફારિશ કરી, મગફિરત કરાવનાર છે. આ સૂરત પોતાના પઢનારને અઝાબે કબ્રથી બચાવી લેશે.



રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યાં સુધી સૂરએ 'સજદહ' અને સૂરએ 'તબારક' ન પઢી લેતા ત્યાં સુધી સૂતા ન હતા. જે માણસ સૂરએ 'સજદહ' પઢશે તેના ઘરમાં ત્રણ દિવસ સુધી શયતાન દાખલ થશે નહીં.



સૂરએ ઈખ્લાસ, સૂરએ ફલક અને સૂરએ નાસ સવાર–સાંજ ત્રણ–ત્રણ વાર પઢવાથી દરેક તકલીફથી હિફાઝત મળે છે.

